ખોળામાં નચાવવાની લીલાઓ દ્વારા, મુખનાં વાજીંત્રોનાં વાદનો દ્વારા અને મસ્તકે ચુંબનો દ્વારા પણ તેમને રોતા બંધ કરવાના ઉપાયો કરવામાં આવ્યા: છતાં પણ તે રોતા બંધ થયા નહિ.

રોવા દ્વારા આ પુણ્યાત્માને કોઈ પૌદ્‌ગલિક વસ્તુને મેળવવાની ઇચ્છા નહિ હતી, પરંતુ માતાના મોહને ઘટાડીને સંયમગ્રહણ માટેની અનુકૂળતા જ જોઇતી હતી: એટલે એ પુણ્યાત્મા બાળકોને રાજી કરવાની વસ્તુઓથી રાજી થઈ જાય અને જે સાધ્ય સાધવાના હેતુથી રોવાનું શરૂ કર્યું હતું તે તે સાધ્યને ભૂલીને રોવાનું બંધ કરી દે, એ શક્ય જ ન હતું. પોતાના ઇષ્ટ સાધ્યની સિદ્ધિને માટે રોતા એવા એ પુણ્યાત્માએ, છ મહિના પસાર કરી દીધા. એ છ મહિનાં એવી ઉદ્વેગજનક પદ્ધતિએ પૂર્ણ કર્યા કે–પરમ પ્રેમાળ એવી પણ તેમની માતા શ્રીમતી **સુનન્દા**, તે પુણ્યવાન પુત્ર દ્વારા નિર્વેદને પામી ગઇ:

**પરમ જૈનત્વ :**

જે લોકો જૈનપણાને અને ભાવદયાને સમજતા નથી, તેઓને આ વસ્તુનો સાચો પરમાર્થ ન સમજાય એ સહજ છે. શ્રી **ધનગિરિજી** અને શ્રી **વજ્રસ્વામિજી**–આ બન્ને પિતા અને પુત્રની દશા ઘણી જ અનુમોદનીય અને અનુકરણીય છે, એમ પ્રત્યેક સાચા જૈનને લાગવું જોઈએ. શ્રી **ધનગિરિજી** પણ સાચા જૈનત્વના સ્વામી હતા. સાચી ઉદારતા, સાચું શીલ અને સાચી વિવેકશીલતા એ તો શ્રી **ધનગિરિજી**ના સાચા અલંકારો હતા. યૌવન વયમાં અર્થ–કામના ભોગવટાને બદલે, તેઓ અર્થનો ઉપયોગ દાનમાં કરતા અને કામથી સદાય વિરક્ત રહેતા. તેઓએ **સુનન્દા**નું કરેલું પાણિગ્રહણ અને ભોગવટો, કેવળ ભોગફળ કર્મના ભોગવટાને માટે જ હતો. માતા–પિતા પોતાનાં લગ્ન કરવામાં સફળ ન થાય એ હેતુથી, તેઓને નિષ્ફલ બનાવનારી સઘળી કાર્યવાહી કરવામાં શ્રી **ધનગિરિજી**એ જરાય કમીના નથી રાખી. માતા–પિતાના ભક્ત હોવા છતાં

પણ, તેઓની મોહની કાર્યવાહીનો સામનો કરવામાં પણ, શ્રી **ધનગિરિજી**એ માતા-પિતાની સાચી ભક્તિ જ જોઈ છે. જ્યાં કર્મના ક્ષયોપશમે યારી આપી, કે તરત જ–એક ક્ષણના પણ વિલમ્બ વિના, શ્રી **ધનગિરિજી** ચાલી જ નીકળ્યા છે. જે સમયે પોતાની પત્ની ઉત્તમ ગર્ભને ધરનારી બની હોય, એવે સમયે જેમ ભાડાની કોટડીને તજીને ભાડુત ચાલી નીકળે, તેમ પત્નીને તજીને સંયમના માર્ગે ચાલી નીકળવું, એ સાચા વૈરાગ્ય વિના શક્ય નથી. પત્નીના સઘળાય કોડોને પૂર્ણ કરવાની તાકાત ધરાવનાર અને પરમ સુખી એવો માણુસ, ભરયુવાનીમાં આ રીતિએ ચાલી નીકળે, એ પ્રતાપ સાચા જૈનત્વનો જ છે. પત્ની પણ જૈનત્વથી શૂન્ય નહિ જ હતી. શ્રી **ધનગિરિજી**ની આ કાર્યવાહી ક્યા સાચા જૈને પોતાના જીવનમાં ઉતરવા જેવી નથી? સાચું જૈનત્વ અને ભાવદયાનું સ્વરૂપ જેઓથી અપરિચિત છે, તેઓને જ આવું વર્તન અનુકરણીય નહિ લાગે. જેઓ સાચા જૈનત્વના ઉપાસક છે અને-'ભાવદયા એ જ દયાનો પરમાર્થ છે'–એવી સુન્દર સમજને ધરાવે છે, તેઓ તો શ્રી **ધનગિરિજી**ને પોતાનો આદર્શ બનાવીને જ ચાલવાનું પસંદ કરે. સાચો જૈન સંયમનો જ અભિલાષી હોય, આ વાતનો ખરો ખ્યાલ આવાં દૃષ્ટાન્તોથી પણ ઘણી જ સરસ રીતિએ મળી શકે છે. આવાં અનુપમ દૃષ્ટાન્તોને જેઓ ઝીલી પણ શકતા નથી, તેઓ તો જૈનત્વથી ઘણા છેટે છે, એમ જ માનવું રહ્યું.

**અતિજાત પુત્ર :**

શ્રી **ધનગિરિજી** જેવા પિતાના શ્રી **વજ્રસ્વામિજી** જેવા પુત્રે, પિતાથી અતિજાતપુત્રતા જ કેળવી છે. પુત્ર પણ ચાર જાતિના હોય છે. અતિજાત, સુજાત, નીચ અને કુલાંગાર. ઉત્તમ ક્રિયાઓમાં પિતાથી અધિકતા કરનાર પુત્ર અતિજાત પુત્ર કહેવાય છે : ઉત્તમ ક્રિયાઓમાં પિતાની સરસાઈ કરનાર પુત્ર સુજાત

પુત્ર કહેવાય છે : પિતાની સુંદર આબરૂને બટ્ટો લગાડનાર પુત્ર નીચ પુત્ર કહેવાય છે : અને પિતાની સારી આબરૂ ઉપર અંગારા મૂકનાર પુત્ર કુલાંગાર કહેવાય છે. આજે જૈન સમાજમાં અંગારા જેવા કુલાંગારો ઘણા પાકી રહ્યા છે. આવા સમયમાં અતિજાત અને સુજાતનાં દૃષ્ટાન્તો ખૂબ જ ઉપકારક નિવડે તેમ છે. સાચા જૈન પુત્રોએ પોતાની જાતને નીચ તથા કુલાંગાર બનતી અટકાવવાને માટે તેમજ સુજાત તથા અતિજાતની કોટિએ પહોંચાડવાને માટે, આવાં સુજાત અને અતિજાત પુત્રોનાં દૃષ્ટાન્તોને ખૂબ જ અભ્યસ્ત કરવાં જોઈએ. ખરે જ, શ્રી **વજ્રસ્વામિજી** શ્રી **ધનગિરિજી**ના અતિજાત પુત્ર છે. શ્રી **ધનગિરિજી**એ યુવાવસ્થામાં સંયમધર બનવાના પ્રયત્નો આરંભ્યા, તો તેમના પુત્ર શ્રી **વજ્રસ્વામિજી**એ જન્મથી જ સંયમધર બનવાનો પ્રયત્ન આરંભ્યો : શ્રી **ધનગિરિજી**નાં માતા-પિતા શ્રી **ધનગિરિજી**ને પરણાવવાના પ્રયત્નમાં ગમે તે કારણે પણ સફળ તો થયાં જ, જ્યારે શ્રી **વજ્રસ્વામિજી**ને માટે તો તેમની માતા બાળ તરીકેની તેમની ઉછેરક્રિયામાં પણ સફળતા પામી શકી નહિ : શ્રી **ધનગિરિજી** યૌવનમાં સંયમ પામી શક્યા, જ્યારે શ્રી **વજ્રસ્વામિજી** બાલ્યવયમાં જ સંયમધર બનશે : સંયમધર બન્યા પછીથી પણ, સઘળી જ રીતિએ સાચો શિષ્યભાવ આદિ કેળવવામાં અને પરિણામે શાસનના પ્રભાવક બનવામાં પણ, શ્રી **વજ્રસ્વામિજી** અતિજાત જ થવાના છે. પિતાને માટે અતિજાત બનવાના છે એટલું જ નહિ, પણ શ્રી **વજ્રસ્વામિજી** તો પોતાના ધર્માચાર્યની પણ નામના વધારનાર ઉત્તમ કોટિના સુશિષ્ય બનવાના છે. આવા પુત્ર જે પિતાને મળે, તે પિતા પણ નામાંકિત આદિ થાય છે અને આવા શિષ્ય જે ગુરૂને મળે, તે ગુરૂ પણ નામાંકિત આદિ થાય છે.

**ઉત્તમ અને અધમ જીવનો :**

યુગપ્રધાન અને શ્રી **વીર** વિભુના શાસનના અંતિમ દશ પૂર્વધર

આચાર્યભગવાન શ્રીમદ્ **વજ્રસ્વામિજી** મહારાજાનું જીવન કેવી અને કેટલી વિશિષ્ટતાઓથી ભરપુર છે? આવાં જીવનો ઘણા જ ઓછા આત્માઓનાં હોય છે. જેઓનાં જીવનો આત્માની ઉન્નતિ માટેની પ્રેરણા પાનારાં હોય, તેઓનાં જીવનો જ પ્રશંસનીય છે. જેઓનાં જીવનોમાં વિષય, કષાય અને પૌદ્ગલિક સાધના જ તરવરતી હોય, તેવાઓનાં જીવનો જેટલાં ગુપ્ત રહે તેટલાં જ તે લાભદાયક છે. કેવળ વિષય-કષાયની સિદ્ધિને દર્શાવતાં દૃષ્ટાન્તોનું અન્વેષણ, એ તો દુનિયાની ગટરોનું અન્વેષણ કરવા બરાબર છે. એવાં ગટર જેવાં જીવનો જેઓને આનંદ આપતાં હોય, તેઓ પણ પોતાની ભવાભિનંદિતાને જ સૂચવે છે. એ જ રીતિએ, શ્રી **વજ્રસ્વામિજી** જેવા આત્માઓનાં ઉન્નતિનાં અમૃતપાન કરાવનારાં દૃષ્ટાન્તો જેઓને આનંદ આપતાં હોય, તેઓ ખરે જ આત્માનંદી આત્માઓ છે. એવાઓની સંસારલાલસા પણ સહેલાઈથી કપાઈ જાય એવી હોય છે. મોહના ચાળાઓને અંકિત કરતી અને મહત્ત્વાકાંક્ષાની ચેષ્ટાઓથી ભરેલી પોતાની ક્ષુદ્ર આત્મકથનીઓ લખવામાં જ અટવાઈ પડેલાઓના ભાગ્યમાં, આવા મહાપુરૂષોનાં જીવનોનું દર્શન પણ શક્ય નથી. 'પોતાના જ જીવનમાં ઘણું મહત્ત્વ ભર્યું છે અને એમાંથી જ જાણે જગતને કોઈ અદ્ભુત પ્રેરણા મળવાની છે'–એવું માનનારા આજના ક્ષુદ્ર આત્માઓની તેમના જ હાથે લખાયેલી જીવનકથાઓ જ્યારે આપણે વાંચીએ છીએ, ત્યારે આપણને માલૂમ પડે છે કે–'તેમાં મોહજન્ય કારમી અજ્ઞાનતા, સ્વચ્છંદતા અને ભયંકર જાતિની મહત્ત્વાકાંક્ષા એ વિગેરેના નાચ સિવાયની કોઈ પણ સારી વસ્તુનું દર્શન થાય તેમ નથી.' એવી આત્મકથામાં જે કાંઈ સારૂં દેખાતું હોય, તે પ્રાયઃ તેઓનું નથી હોતું, પણ મહાપુરૂષોનાં વચનોનું અનુકરણ હોય છે અને વધુમાં એમાં એવા મહાપુરૂષોનાં નામોને છૂપાવવાનું કારમું પાપ પણ હોય છે.

## શ્રી ધનગિરિજી આદિની ઇચ્છા અને આજ્ઞા :

હવે શ્રીમતી **સુનન્દા,** પોતાના મહાપુણ્યશાલી પુત્રરત્નના રૂદનથી જે અરસામાં ઉદ્વિગ્ન બની ચૂકેલી છે, તે અરસામાં કોઈ એક દિવસે શ્રી **સિંહગિરિજી** નામના આચાર્યમહારાજા, પોતાના શ્રી **ધનગિરિજી** અને શ્રી **આર્યશમિત** આદિ શિષ્યોની સાથે તે જ **તુમ્બવન** નામના સન્નિવેશનમાં પધાર્યા.

વસતિમાં રહેલા શ્રી **સિંહગિરિજી** નામના ગુરૂમહારાજાને નમીને, શ્રી **ધનગિરિજી** અને શ્રી **આર્યશમિત** નામના શિષ્યોએ વિનંતિ કરી કે-" હે ભગવન્ ! આ સન્નિવેશનમાં અમારાં સ્વજનો છે. આપ કૃપાલુની આજ્ઞા દ્વારા અમો તેઓને વન્દન કરાવવાની અભિલાષાવાળા છીએ. "

આ પરમ વિરાગી મુનિવરોની આવી ઇચ્છા પણ શ્રી **વજ્રસ્વામિજી**ના પરમ પુણ્યોદયને આભારી છે, એમ માનવામાં હરકત નથી. સ્વજનો ઉપર ઉપકાર થવાની સંભાવનાના કારણે આવા ત્યાગી મુનિવરોને આવી ઇચ્છા થવી એ સહજ છે.

જે સમયે પોતાના બે સુવિનીત શિષ્યોએ આ જાતિની અભિલાષા પ્રગટ કરી, તે સમયે શુભસૂચક સ્વપ્નને જોઈને, તત્ત્વવેદિઓમાં શ્રેષ્ઠ એવા આચાર્યપુંગવ શ્રી **સિંહગિરિ** નામના ગુરૂવરે પણ તેઓને કહ્યું કે-" હે મુનિઓ ! આજે તમને મહાન લાભ થશે, તેથી મારી આજ્ઞાથી તમે સચિત્ત અથવા અચિત્ત જે મળે તે ગ્રહણ કરજો ! "

આવી આજ્ઞા, વિશિષ્ટ કોટિનું જ્ઞાન ધરાવનારાઓ જ કરી શકે. જેઓ તેવા વિશિષ્ટ જ્ઞાનને નહિ ધરાવતા હોવા છતાં પણ આવી આજ્ઞાનો ચાળો કરવા જાય, તેઓ તો આરાધક મટીને વિરાધક જ બને. 'મહાજ્ઞાનિઓએ જે જે કર્યું, તે બધું જ અમે પણ કેમ ન કરી શકીએ ?'-આવું બોલનારા અજ્ઞાનિઓ મિથ્યાત્વ-રોગથી જ રીબાનારા છે. તેવા જ્ઞાનને નહિ ધરાવનારાઓએ તો શ્રુતને અવલંબીને જ ચાલવાનું હોય છે. એમ

નહિ કરતાં, વિશિષ્ટ કોટિના જ્ઞાનિઓએ વિશિષ્ટ જ્ઞાનના બળે આચરેલી પ્રવૃત્તિના નામે શાસ્ત્રની આજ્ઞાથી વિરૂદ્ધ વર્તન કરવાને તત્પર બનનારાઓ, પોતાની જાતને ગમે તેટલી જ્ઞાની માનતા હોય તોય, તેઓ અજ્ઞાનિઓ જ છે. એવા આત્માઓ તો જ્ઞાનિપણાનો આડંબર કરીને પણ સ્વ-પરના હિતનો સંહાર કરનારા નિવડે છે.

**પુત્રનું અર્પણ:**

પોતાના પરમ તારક ગુરૂદેવની આજ્ઞાને પામીને નીકળેલા તે બન્નેય મહર્ષિઓ, કે જેઓ સંસારના સંબંધની અપેક્ષાએ સાળા-બનેવી છે, તેઓ **સુનન્દા**ના મકાને પહોંચ્યા. તેના દ્વારે શ્રી **ધનગિરિજી** અને શ્રી **આર્યશમિત** નામના તે મુનિઓ આવ્યા છે, આ વાતની ખબર શ્રીમતી **સુનન્દા**ને અન્ય નારીઓએ આપી અને એકત્રિત થયેલી સઘળીઓએ શ્રીમતી **સુનન્દા**ને એમ પણ કહ્યું કે-"હે **સુનન્દે**! તારે આ તારો પુત્ર શ્રી **ધનગિરિજી**ને આપવો એ યોગ્ય છે: તેને આ ક્યાં લઈ જશે, એ પણ જો!"

આ પછી આનન્દરહિત બનેલી શ્રીમતી **સુનન્દા** પણ, તે પોતાના છ માસના બાળકને લઈને, તેનાથી ખિન્ન થએલી હોઈને ઉઠી અને તેણીએ જઈને શ્રી **ધનગિરિજી**ને કહ્યું કે-"આટલા કાળ સુધી તો મેં આ બાળકને મારા આત્માની માફક પાળ્યો, પરન્તુ આ બાળકે તો મને ખૂબ જ નચાવી છે: કારણ કે-આ બાળક રાત્રિદિવસ રડ્યા જ કરે છે. જો કે-આપ પ્રવ્રજિત થયેલા છો, તો પણ આપ હમણાં આ પોતાના પુત્રનો, જેમ મારો ત્યાગ કર્યો હતો તેમ, ત્યાગ ન કરશો."

શ્રીમતી **સુનન્દા**ના આ કથનને સાંભળીને શ્રી **ધનગિરિજી**એ સ્મિત કર્યું. એ મહર્ષિ સમજતા હતા કે-**સુનન્દા**નું આ કથન માત્ર બાળકના રૂદનથી ઉત્પન્ન થએલા ઉદ્વેગને જ આભારી છે, પરન્તુ પુત્ર ઉપરનો તેનો મોહ તો જેવો ને તેવો જ કાયમ છે. વાત પણ એ જ હતી. પુત્ર કાયમ રડ્યા કરે છે, એથી જ

તેણી આપવાને તૈયાર થઈ છે. બાકી હૃદયથી પુત્રને આપવાને ઇચ્છે છે એવું નથી. એ જ કારણે, સ્મિત કરીને બોલનારાઓમાં શ્રેષ્ઠ એવા શ્રી **ધનગિરિજી**એ કહ્યું કે-"હે કલ્યાણિ! હું તો એમ જ કરીશ, પણ તું પશ્ચાત્તાપને પામશે. આ કારણથી, તું સર્વ પ્રકારે એમ ન કર અને જો એમ કરવું જ હોય તો સાક્ષિઓની સમક્ષ કર: કારણ કે-હે ભદ્રે! એમ કર્યા પછી તું આ બાળકને પાછો નહિ પામશે."

આવું કથન સાંભળ્યા છતાં પણ, તેણી તો પુત્રને આપી દેવાના નિશ્ચયમાં મક્કમ જ રહી: કારણ કે-તેણીને શ્રી **વજ્રસ્વામિજી**એ રોઈ રોઈને ખૂબ જ નિર્વિણ્ણ કરી મૂકી હતી. આથી શ્રી **ધનગિરિજી** મુનિવરે સ્પષ્ટપણે કહ્યા છતાં ય, શ્રીમતી **સુનન્દા**એ નિર્વેદપૂર્વક સાક્ષિઓ કરીને પણ પોતાનો પુત્ર શ્રી **ધનગિરિજી**ને અર્પણ કર્યો અને શ્રી **ધનગિરિજી**એ પણ તેનો સ્વીકાર કર્યો.

**રોતા અટક્યા:**

શ્રી **ધનગિરિજી**એ તે બાળકને લીધો અને પોતાની ઝોળીમાં સ્થાપ્યો કે તરત જ, જાણે સંકેત જ ન કર્યો હોય તેમ, તે બાળક રોવાથી વિરામ પામી ગયો. જે હેતુસર રોવાના કાર્યનો આરંભ કર્યો હતો, તે હેતુ સફળ થયો કે તરત જ તે બાળકે રોવાનું બંધ કર્યું. હૃદયથી સાચાં વિરક્ત બનેલાં બાળકો સંયમ માટે રજા મેળવવાને માટે ઉચિત ઉપાયો સ્વીકારી શકે છે, એ વાત પણ આ ઉપરથી સ્પષ્ટ થાય છે. મોહમગ્ન બનેલ માતા-પિતાની રજા મેળવવાને માટે વિવેકી બાળક શું શું કરી શકે, એ પણ આ ઉપરથી સમજી શકાય તેમ છે. રોવા દ્વારા માતાને ઉદ્વિગ્ન બનાવીને પણ, આ તરતના જન્મેલા બાળકે છ માસમાં વિદાય મેળવી. આવા શુદ્ધ હેતુથી ઉદ્વિગ્ન બનાવવાનો પ્રયત્ન કરવો, એ પણ અનંત ઉપકારિઓથી વિહિત છે, પણ અવિહિત નથી. આ વસ્તુને પણ ભાવદયાના ભાવને સમજનારાઓ જ સમજી શકે

તેમ છે. પોતે દુઃખ વેઠીને પણ માતા-પિતાના મોહને કમી કરવો, એ વિવેકી બનેલા બાળક માટે પણ કર્ત્તવ્ય છે. આ કર્ત્તવ્ય પૂર્ણ થયું કે તરત જ બાળકે રોવાનું બંધ કર્યું અને પ્રસન્નતાપૂર્વકનું જીવન શરૂ કર્યું.

**વજ્ર એવું નામકરણ :**

હવે પ્રાપ્ત કર્યો છે બાળક જેઓએ એવા એ બન્નેય-શ્રી **આર્યશમિત** અને શ્રી **ધનગિરિજી** નામના ગુરૂઆજ્ઞાના પાલક મુનિવરો-શ્રીમતી **સુનન્દા**ના ઘેરથી નીકળ્યા અને ગુરૂવર્ય્યની પાસે આવ્યા. મહા પરાક્રમી એવા તે પુત્રરત્નના ભારથી, શ્રી **ધનગિરિજી**નો બાહુ નમી ગયેલો હતો. નમી ગયેલા બાહુવાળા શ્રી **ધનગિરિજી**ને જોઈને, ગુરૂવર્ય્યે કહ્યું કે-" હે મહાભાગ! ભિક્ષાના ભારથી તું ખૂબ જ પરિશ્રમને પામ્યો છે, માટે તે ભાર તું મને આપ અને તારા હાથને વિશ્રાંતિ ભોગવવા દે."

ગુરૂના આ વચનને સાંભળીને, શ્રી **ધનગિરિજીએ**, લક્ષ્મીના પાત્ર જેવા અને કાન્તિએ કરીને સુરકુમાર જેવા એ બાળકને યત્નથી ઉપાડીને, ગુરૂને સમર્પિત કર્યો.

સૂર્યની માફક તેજથી દીપતા એવા તે બાલકને આચાર્ય-વર્ય્યે હાથો દ્વારા સ્વયં ગ્રહણ કર્યો, પણ પાણી લેવાને ઇચ્છતા માણસનો અંજલિ જેમ નીચો નમે છે તેમ, તે બાળકના અતિ ભારથી શ્રી **સિંહગિરિજી** ગુરૂનો અંજલિ પણ એકદમ નમી પડયો. તે બાળકના ભારથી વાંકા થઈ ગયા છે હાથ જેમના એવા શ્રી **સિંહગિરિજી** વિસ્મયયુક્ત થયા થકા બોલ્યા કે-" અહો ! આ તો પુરૂષના રૂપને ધરનારૂં વજ્ર છે અને એ કારણે એ હાથમાં ધરવાને શક્ય નથી. મહા પુણ્યશાળી એવો આ પુરૂષ પ્રવચનનો આધાર થશે: આ કારણે, આ યત્ન વડે રક્ષણ કરવા યોગ્ય છે : કારણ કે-પ્રાયે કરીને રત્ન અપાયવલ્લભ હોય છે." અર્થાત્-રત્ન ઉપર આપત્તિ અવશ્ય હોય છે.

વજ્ર જેવા પરાક્રમી એવા તે બાળકનું નામ પણ ગુરૂમહા-

રાજાએ **વજ્ર** એવું પાડ્યું અને તેના પાલનને માટે ગુરૂએ તેને સાધ્વીઓને અર્પણ કર્યો. અર્થાત્–સાધ્વીઓને એ બાળને માટે ભલામણ કરી.

**શય્યાતરીઓ દ્વારા પાલન :**

સાધ્વીઓએ પણ શય્યાતરના કુલમાં જઈને, તે બાળકને પોતાના આત્મા જેવો કહીને, પાલન કરવાને માટે સમર્પ્યો. કુમારનું પાલન કરવામાં કુશળ અને પોતપોતાના પુત્ર કરતાં પણ અધિક પ્રીતિથી જોતી એવી શય્યાતરીઓ પણ, તે બાળક-નું સારી રીતિએ પાલન કરતી હતી. સૌભાગ્યના નિધાનસ્થાન જેવો તે બાળક, કમલ ઉપર જેમ હંસ સંચરણ કરે તેમ, શય્યાતર સ્ત્રીઓ કે જેણીઓ પતિ અને પુત્રવાળીઓ હતી, તેણી-ઓના ખોળાથી ખોળામાં એટલે એકના ખોળાથી બીજાના ખોળામાં અને બીજાના ખોળાથી ત્રીજાના ખોળામાં સંચરણ કરતો હતો. આનંદ આપે એવા ઉલ્લાપપૂર્વક તે બાળકને બોલાવતી શય્યાતર કુટુમ્બિનિઓ, હર્ષથી વાત્સલ્યપણાને પામતી હતી. મહાભાગ્યવાન શય્યાતરીઓ, અન્યોન્યની સ્પર્ધા કરતી હોય તેમ સ્નાન, પાન અને અશન આદિથી, શ્રી **વજ્રસ્વામિજીનો** સત્કાર કરતી હતી. શ્રી **વજ્ર** બાલ હોવા છતાં પણ વયોવૃદ્ધને છાજતા પરિણામવાળા હોવાથી, તે સ્ત્રીઓને દુઃખ આપનારૂં કાંઈ પણ બાળકને સુલભ ચપલપણું સંયમથી કરતા ન હતા : અર્થાત્–બાલભાવથી જ તે સંયમના ઉપાસક હતા. સુંદર બુદ્ધિને ધરનારા તે શ્રી **વજ્ર**, બાલ્યકાલથી જ પ્રાસુક વસ્તુનું ભોજન કરતા હતા અને તે પણ માત્ર પ્રાણોની યાત્રાને માટે જ : નહિ કે–સ્વાદ આદિને માટે ! કારણ કે–તે ભાગ્યવાન ઉત્પન્ન થયેલા જાતિસ્મરણ જ્ઞાનથી વિવેકી હોઈને કલ્પના જાણ હતા. બાલ એવા પણ તે જ્યારે નીહાર–શરીરચિંતા કરવાને ઇચ્છતા હતા, ત્યારે સદાય પોતાનું લાલનપાલન કરતી તે સ્ત્રીઓને વિષે સુસ્પષ્ટ સંજ્ઞા કરતા હતા. શય્યાતરના સઘળાય કુમારોમાં સમાન

પ્રીતિગુણને દર્શાવતા તે, તે કુમારોના જન્મભૂ જેવા બની ગયા હતા. તેઓની બાલક્રીડા પણ જ્ઞાનનાં ઉપકરણો લેવા દ્વારા જ થતી હતી, એટલે જ્ઞાનનાં ઉપકરણોના ગ્રહણાદિથી બાલક્રીડાને કરતા શ્રી **વજ્રકુમાર**, હમેશાં સાધ્વીઓને પણ આનંદિત કરતા હતા.

**સુનન્દાની માગણી :**

આ રીતિએ આનંદપૂર્વક વૃદ્ધિને પામતા સુંદર રૂપવાળા અને શાલે કરીને શોભતા એવા પોતાના પુત્ર શ્રી **વજ્ર**ને જોઈને, શ્રીમતી **સુનન્દા**ની મમતા એકદમ વૃદ્ધિને પામી. શ્રી **વજ્ર-કુમાર**ને પાછા મેળવવાની તેણીમાં તાલાવેલી જાગી. આથી– 'આ મારો પુત્ર છે.'–એમ કહીને, શ્રીમતી **સુનન્દા**એ શય્યાતરીઓની પાસે પોતાના પુત્રની માગણી કરી. શય્યાતરીઓએ તેણીને સ્પષ્ટ શબ્દોમાં સંભળાવ્યું કે–'તારો અને આ બાળકનો માતા-પુત્ર તરીકેનો સમ્બન્ધ છે, એ વાતને અમે જાણતી નથી. અમો તો એટલું જ જાણીએ છીએ કે-ગુરૂમહારાજાની આ એક થાપણ માત્ર છે.' આ પ્રમાણે સ્પષ્ટપણે કહીને શય્યાતરી-ઓએ તેણીને શ્રી **વજ્ર**ને સમર્પ્યા નહિ. આ કારણથી **સુનન્દા** નિરાશ થઈ ગઈ, પણ તેણીનો મોહ જોર કરી રહ્યો હતો. અત્યારે તો તે દૂર રહી થકી જેમ પરધનને જૂએ, તેમ **વજ્ર**ને જોવા લાગી. આ પછી તેણીએ શય્યાતરીઓના ઘરમાં રહેતા પણ શ્રી **વજ્રકુમાર**ને સ્તન્યપાન કરાવવા દેવાની માગણી કરી અને શય્યાતરીઓએ તેણીની તે માગણીને સ્વીકારી. પોતાની તે માગણી સ્વીકારાતાં, શ્રીમતી **સુનન્દા**એ તેઓના ઘરમાં સ્તન્ય-પાન આદિથી ધાવમાતાની માફક પોતાના પુત્રનું લાલન કરવા માંડ્યું.

**એ સાધ્વીઓ ને એ શય્યાતરીઓ :**

આવી શાસનસમર્પિત સાધ્વીઓ અને શય્યાતરીઓનો મોટે ભાગે આજે તોટો છે. આચાર્યભગવાનની આજ્ઞાના

પાલનમાં જ પોતાનું શ્રેય માનતી સાધ્વીઓ, એ ખરે જ શાસનની શણગાર રૂપ છે. એવી સાધ્વીઓ શાસનની પ્રભાવનાદિમાં પોતાનો પણ ઘણો જ સુન્દર ફાળો આપી શકે છે. આવી શાસનસમર્પિત સાધ્વીઓ સુંદરમાં સુંદર શય્યાતરીઓને સર્જી શકે છે. આચાર્યભગવાને આપેલા શાસનપ્રભાવક નિવડનારા બાળકને શય્યાતરીઓએ પોતાનાં બાળકો કરતાંય અધિક રીતિએ પરમ પ્રેમથી ઉછેર્યો અને સાધ્વીઓએ પણ પોતાના આત્માની માફક એની કાળજી રાખી. શાસનની પ્રભાવનાને માટે અનેક પ્રકારની સામગ્રીની અપેક્ષા રહે છે, આ વાત પણ આથી ખૂબ સ્પષ્ટ થઈ જાય છે.

**શ્રી ધનગિરિજીનો ય ઇનકાર :**

શય્યાતરીઓ દ્વારા લાલન-પાલન કરાતા અને સાધ્વીઓ દ્વારા પોતાના આત્માની માફક ખબર રખાતા શ્રી **વજ્રસ્વામિજી** ક્રમે કરીને વધતા વધતા જ્યારે ત્રણ વર્ષની ઉમ્મરે પહોંચ્યા, ત્યારે શ્રી **ધનગિરિજી** આદિ સાધુઓ ત્યાં આવ્યા. **સુનન્દાએ** ધારી રાખ્યું હતું કે-' શ્રી **ધનગિરિજી** આવશે ત્યારે હું મારા પુત્રને ગ્રહણ કરીશ.' આ કારણે, શ્રી **ધનગિરિજી** આદિ સાધુઓ આવ્યા એથી તેણી પણ ખૂશ થઈ. તેણીએ જઈને શ્રી **ધનગિરિજી** પાસે પોતાના પુત્રની માગણી કરી, ત્યારે શ્રી **ધનગિરિજીએ** તેણીની માગણી તો સ્વીકારી નહિ, પણ સામેથી એ પ્રમાણે કહ્યું કે-" હે મુગ્ધે ! આ બાળકની અમે કાંઈ તારી પાસે યાચના કરી નહોતી. તેં તો આ બાળક અમને વગર યાચનાએ જ આપેલો છે."

આ રીતિએ કહેવા સાથે, શ્રી **ધનગિરિજીએ** તેણીને એ વાત પણ સમજાવી કે કે-" જે વસ્તુઓનું અર્પણ કરવામાં આવે છે, તે વસ્તુઓ ઉપરથી અર્પણ કરનારનું સ્વામિપણું ચાલ્યું જ જાય છે. અર્પણ કરેલી વસ્તુને પાછી મેળવવાની ઇચ્છા કરવી, એ તો વમેલા અન્નની ઇચ્છા કરવા બરાબર છે. વમેલા અન્નને જેમ

ખાઈ શકાતું નથી, તેમ અર્પણ કરેલી વસ્તુને પણ પાછી માગી શકાતી નથી. આ બાળકને આપીને તેં પારકો કરેલો છે, માટે હવે તું આ બાળકને માગ નહિ. "

**વાત ગઈ રાજા પાસે:**

આ પ્રમાણે સમજાવવા છતાં પણ, મોહવશ બનેલી શ્રીમતી **સુનન્દાએ** માન્યું નહિ. પરિણામે વિવાદ વધ્યો. આ વિવાદમાં લોક પણ વચ્ચે આવ્યો અને કહેવા લાગ્યો કે-'આ વિવાદનો નિર્ધાર રાજા કરશે.' લોકનો આ જાતિનો જ સ્વભાવ હોય છે. લોક વસ્તુતત્ત્વના વિચારથી વિમુખ હોય છે. વિવેક નહિ હોવા છતાં, સઘળીય વાતમાં યથેચ્છ નિર્ણય આપવાની અજ્ઞાન લોકની કુટેવ હોય છે. આ રીતિએ લોકનો સાથ મળવાથી, મોહવશ બનેલી શ્રીમતી **સુનન્દા** પણ, લોકની સાથે રાજાની પરિષદમાં ગઈ અને એ કારણે તે સાધુઓને પણ સંઘની સાથે રાજાની પરિષદમાં જવું પડ્યું.

**સંઘ અને લોક:**

પ્રભુશાસનના મર્મને અને જગતના સ્વભાવને જાણનારો શ્રીસંઘ તો એમ બોલે જ નહિ કે-' સાધુઓ અને રાજપરિષદ્ શી?' કારણ કે-શ્રીસંઘ તો સમજે જ કે-એવા પણ પ્રસંગો આવી લાગે છે, કે જે પ્રસંગોએ સ્વપરહિતમાં રત એવા પણ સાધુપુરૂષોને રાજસભામાં જવું પડે છે અને પ્રતિપક્ષકાર તરીકે-ની જવાબદારીને ઉઠાવવી પડે છે. એવા પ્રસંગે, શ્રીસંઘ તો સાધુઓની સાથે જ હોય. લોક અને સંઘ વચ્ચે આટલું અંતર છે; પણ સંઘ જ્યારે લોક જેવી મનોવૃત્તિને ધરે, ત્યારે તેનામાં પણ લોકથી કશી જ વિશિષ્ટતા રહેતી નથી. શ્રીસંઘ જ્યારે શ્રી જિનેશ્વરદેવોની આજ્ઞા મુજબની વિચારણા આદિમાં રક્ત હોય છે, ત્યારે લોક એથી વિપરીત હોય છે. શ્રીસંઘ કદી પણ લોકના જેવી દશાને ધરનારો હોય જ નહિ. લોક જેવી જ દશાને ધરવી અને સંઘ કહેવડાવવું, એ અયોગ્ય છે. અજ્ઞાન

ટોળા માટે એમ બનવું સંભવિત છતાં, તત્ત્વજ્ઞોને તે અસ્વીકાર્ય છે. લોક જેવી અને કદી કદી તો લોક કરતાં પણ ભયંકર દશા આદિને ધરનાર હોવા છતાં પણ–'અમે સંઘ છીએ.'–એમ કહીને અમુક સમુદાયો જ્યારે ભયંકર પ્રવૃત્તિ આદરે છે, ત્યારે જ તેઓ તેમને છાજતાં વિશેષણોને પામે છે. પછી–'એ વિશેષણો શ્રીસંઘને કેમ અપાય?'–એમ બોલી–બોલીને વિષને વધારવા જેવી જ પ્રવૃત્તિને તેઓ આચરે છે. એના યોગે શાસનમાં ઘણી જ અવ્યવસ્થાને જન્માવીને, પોતાનું અહિત કરવા સાથે અનેકોનું અહિત કરી, ઉત્તમ ધર્મની કારમી આશાતના કરી, તેઓ મહાપુણ્યે પ્રાપ્ય એવી સઘળી જ સુંદર સામગ્રીને કારમી રીતિએ હારી જાય છે.

## પ્રથમ બોલાવવાનો હક્ક અને તેનો ઉપયોગ :

અહીં તો શ્રીસંઘ શ્રી ધનગિરિજી આદિ મુનિવરોની સાથે જ છે. રાજાની ડાબી બાજુએ શ્રીમતી સુનન્દા બેઠી અને જમણી બાજુએ શ્રીમાન્ સંઘ બેઠો તથા બાકીનો સઘળોય લોક પણ ઉચિત સ્થાને બેઠો. આ પછી બન્નેય પક્ષોએ પોતપોતાની હકીકત રજૂ કરી.

શ્રીમતી સુનન્દાએ શ્રી વજ્રકુમારનું સમર્પણ સાક્ષિઓને રાખીને વગર યાચનાએ કર્યું હતું અને જેમને તે કુમાર અર્પણ કરવામાં આવ્યા હતા, તે કોઈ અન્ય નહિ હતા પણ બાળકના પિતા જ હતા; સાથે મામા પણ હાજર હતા; આમ છતાં પણ, બન્ને પક્ષના વાદને સાંભળીને, રાજાએ કહ્યું કે–"બાળક જેનો બોલાવ્યો જાય, તેનો હો!"

રાજાના આ નિર્ણયને ઉભય પક્ષે સ્વીકૃત કર્યો, પણ બન્નેય પક્ષોએ કહ્યું કે–"પ્રથમ કોણ બોલાવે?"

આ વખતે સ્ત્રીના પક્ષમાં રહેલા લોકોએ કહ્યું કે–"આ બાળક સાધુઓના ઘણા પરિચયથી ગાઢ પ્રેમવાળો બનેલો છે, માટે તે તેઓના વચનને નહિ લંઘે : એ કારણે, દુષ્કરકારિણી

આ માતાને જ પ્રથમ બોલાવવાની આજ્ઞા આપવી જોઈએ. વળી આ સ્ત્રી હોવાથી પણ અનુકમ્પાને યોગ્ય છે: એટલે, આ કારણે પણ આ વાત અન્યથા નહિ થવી જોઈએ."

આમ, શ્રીમતી સુનન્દા શ્રી **વજ્રકુમાર**ને પ્રથમ બોલાવે-એવી ઇચ્છા લોકોએ પ્રદર્શિત કરી અને મુનિવરોએ કે શ્રીસંઘે તેનો વિરોધ કર્યો નહિ: કારણ કે-તેઓને ભોળવીને કે લલચાવીને બાળકને વશ કરવાનો હતો જ નહિ. આથી રાજાએ પણ લોકોની એ વાતને કબૂલ રાખી અને બાળકને પ્રથમ બોલાવવાનો હક્ક શ્રીમતી **સુનન્દા**ને પ્રાપ્ત થયો.

આથી ખૂશ થયેલી શ્રીમતી **સુનન્દા**એ અનેક વસ્તુઓના નામે પોતાના બાળકને પોતાની પાસે બોલાવવાના પ્રયત્નો આરંભ્યા. "હે દારક! આ હાથીઓ છે, આ ઘોડાઓ છે, આ પાયદળો છે, આ રથો છે: આ સઘળા હાથી આદિ પદાર્થો તારી ક્રીડાને માટે આણેલા છે: તું આવ અને આ સર્વને ગ્રહણ કર! તું જ મારો દેવ છો, તું જ મારો પુત્ર છો, તું જ મારો આત્મા છો અને તું જ મારૂં જીવિત છો: એ કારણે દીન એવી મને ભેટવા દ્વારા તું જીવાડ! હે વત્સ! આટલા બધા લોકોના જોતાં તું મને વિલખી ન કર: અન્યથા, મારૂં હૃદય પાકા ચીભડાની માફક બે ભાગમાં ફાટી જશે. હે હંસ જેવી ગતિવાળા વત્સ! તું મારા ઉત્સંગને અલંકૃત કર! શું મારી કુક્ષિમાં તેં વાસ કર્યો, તેનું આટલું પણ ભાડું મને મળવું, એ યોગ્ય નથી?"

આ પ્રકારનાં રમકડાં, ભક્ષ્યના પ્રકારો અને મધુર વચનો દ્વારા પણ શ્રી **વજ્રસ્વામિજી** સહજ પણ માતાની તરફ ગયા નહિ. ભોળી માતા એટલું પણ સમજી શકી નહિ કે-"જે બાળક મારાથી દૂર થવાને માટે અને સાધુઓની સાથે ભળી જવાને માટે જન્મથી રોવાનું શરૂ કરે, મારા અનેક પ્રયાસો છતાં રોતો બંધ ન થાય અને સાધુની ઝોળીમાં જતાંની સાથે જ ચૂપ થાય: મારી પાસે રોતો રહે અને સાધ્વીઓ તથા

શય્યાતરીઓ સાથે આનંદમાં રહે : તે બાળક આવી વસ્તુઓથી ભોળવાય, એ શક્ય નથી !" ખરેખર, મોહનો મહિમા જ ગજબ છે. એને આધીન થયેલા આત્માઓની બુદ્ધિ જ બુદ્ધિ રૂપે નથી રહેતી. અમુક જાતિનો મોહ મર્યા વિના કોઇ પણ ગુણ ગુણ રૂપે આત્મામાં પ્રગટતો નથી. મોહ માણુસને પશુ કરતાં પણ અધમ બનાવી દે છે.

## શ્રી વજ્રકુમારની વિચારણા :

કોઇ એમ ન સમજે કે–આ બાળક નિર્દય હૃદયનો હોવો જોઇએ. આ બાળક તો દયાનો સાગર છે. હા, એ વાત સાચી છે કે–અજ્ઞાનિઓના જેવી દયા આ બાળકમાં નહોતી જ. આ બાળકની દયા એ તાત્વિક દયા હતી. આ બાળક ભવિષ્યનો સાચો દ્રષ્ટા હતો. એની દૃષ્ટિ ભવિષ્યના હિત પ્રત્યે હતી. વર્તમાનનું સુખ, એ એ બાળકને મન ક્ષુદ્ર સુખ હતું. જો તે માતા પાસે જાત, તો માતા તત્કાળ તો સુખ પામત જ અને પોતે પણ સાધુપણાના કષ્ટથી બચીને અનેક જાતિની રમત–ગમત આદિના આનંદને પામત, પણ એ રીતિના સુખની અને આનંદની આ તત્ત્વદષ્ટાને મન કાણી કોડી જેટલી પણ કિંમત હતી નહિ. એ જ કારણે, જ્યારે એ બાળકે માતાની આ દશાને જોઈ, ત્યારે–' **કોઈ પણ પુરૂષ માતાના ઉપકારોના ઋણ-માંથી મુક્ત બની શકતો નથી.** '–આ પ્રમાણે જાણતા એવા પણ ત્રણ વર્ષની જ વયવાળા શ્રી **વજ્રકુમારે** વિચાર્યું કે કે– "જો હું માતા ઉપર કૃપા કરીને સંઘની ઉપેક્ષા કરીશ, તો જરૂર મારો સંસાર દીર્ઘ–દીર્ઘતર થશે."

માતાના ઉપકારની આટલી મોટી કિંમત આંકનારા પુત્રો આ વિશ્વમાં ક્યાં છે ? જેઓ એક સ્ત્રીને માટે માતા-પિતાને તજીને અલગ થાય છે અને માતા–પિતા દુઃખી અવસ્થામાં હોય તે છતાં પણ અમન–ચમન કરે છે, એ શું માતા-પિતાના ઉપકારોની કિંમત આંકનારા છે ? નહિ જેવા સ્વાર્થને ખાતર

માતા–પિતાની સામે થનારા, માત્ર પોતાના સ્વચ્છંદી અભિપ્રાયને મનાવવા કે અનુસરવાને માટે માતા–પિતાની કારમી અવગણના કરનારા અને આવું આવું તો અનેક જાતિનું અનાડીપણું કરનારા, એ શું માતા–પિતાના ઉપકારોને જાણનારા છે? માતા–પિતાના ઉપકારોની સાચી કિંમત આંકનારા તો તેઓ જ છે, કે જેઓ પ્રભુશાસનને પામીને, માતા–પિતાને પણ પ્રભુશાસનનાં આરાધક બનાવી, મુક્તિમાર્ગનાં સાચાં મુસાફર બનાવે. જેઓ માતા–પિતાના ઉપકારના નામે પ્રભુશાસનથી પરાઙ્મુખ બનીને, પોતાના સંસારને પણ વધારે છે અને માતા–પિતાના પણ સંસારની વૃદ્ધિના નિમિત્તભૂત થાય છે, તેઓ તો પુત્ર નથી પણ પરમાર્થદષ્ટિએ માતા–પિતાના પણ વૈરી છે.

સાચા પુત્રની નામનાને લાયક એવા શ્રી **વજ્રકુમારે** વધુમાં એવો પણ વિચાર કર્યો કે–"જો હું મક્કમ રહીશ તો ધન્યવાદને પાત્ર અને અલ્પકર્મા એવી મારી આ માતા પણ પ્રવ્રજ્યા અંગીકાર કરશે. આ કારણે, આપાતમાત્રથી ઉત્પન્ન થયેલું આ મારી માતાનું દુઃખ પણ ઉપેક્ષા કરવા યોગ્ય છે : કારણ કે–એવી ઉપેક્ષામાં જ માતાનું પણ સાચું સુખ સમાએલું છે."

માતાની પણ આવી હિતચિન્તા, આવા સાચા સત્પુત્ર સિવાય બીજો કોણ કરે? માતા–પિતાના પ્રેમમાં ફસીને પોતાનું આત્મહિત નહિ બગાડતાં, માતા–પિતાના પણ સાચા હિતની ભાવનાથી ઓતપ્રોત રહેનારા સુપુત્રો, આ વિશ્વમાં સદાય સંખ્યામાં અલ્પ જ હોય છે.

શ્રી **વજ્રકુમાર** ઉમ્મરમાં તો ત્રણ વર્ષના હતા, પણ બુદ્ધિથી વૃદ્ધ હોઈને અજબ કોટિના દીર્ઘદર્શી હતા. દીર્ઘદર્શી હોવાના કારણે, એક સુવિવેકી બુદ્ધિસંપન્નને છાજતા પ્રકારનો વિચાર કરીને, તેઓ માતાની બાહ્ય દયાથી લેશ પણ લેપાયા નહિ. રાજસભામાં માતા થોડા સમયને માટે દુઃખી થાય એમાં મહત્ત્વ નહિ હતું, પણ શ્રીસંઘનું અપમાન થાય એ ઘણું જ ભયંકર

હતું. દુઃખી માતા વિવેકિની બનીને પરિણામે સુખી જ થવાની હતી, જ્યારે શ્રીસંઘના અપમાનથી પોતાનો સંસાર વધવાનો હતો અને માતાનું પણ હિત હણાવાનું હતું. આવો વિચાર સાચી દીર્ઘદર્શિતા વિના શક્ય નહોતો. સાચા દીર્ઘદર્શી હોવાથી એવી જાતિના ઉચ્ચ કોટિના વિચારના પ્રતાપે વજ્ર જેવા દૃઢ આશયવાળા બનેલા શ્રી **વજ્રકુમાર**, શ્રીમતી **સુનન્દા**એ ઘણી ઘણી રીતિએ બોલાવવા છતાં પણ, પ્રતિમામાં રહેલા પરમર્ષિની માફક સ્થિર રહ્યા અને પોતે જે સ્થાને બેઠા હતા તે સ્થાનથી સહજ પણ ચલાયમાન થયા નહિ.

**શ્રી ધનગિરિજીની સફળતા :**

આ રીતિએ ત્રણ વરસના પણ બાળને, પ્રતિમામાં રહેલા પરમર્ષિની માફક પોતાના સ્થાનમાં, માતાએ આટલું આટલું કરવા છતાં પણ, જ્યારે સ્થિર રહેલ જોયો; ત્યારે રાજાના હૃદય ઉપર પણ સુંદર અસર થઇ અને એથી શ્રીમતી **સુનન્દા**ને ઉદ્દેશીને રાજાએ કહ્યું કે–“ હે **સુનન્દે**! આ બાળક બોલાવવા છતાં પણ તને માતા તરીકે ન જાણતો હોય એવો બન્યો થકો તારી પાસે ન આવ્યો, એ કારણથી તું હવે ખસી જા. ”

આથી શ્રીમતી **સુનન્દા**ને ખસી જવું પડયું. શ્રીમતી **સુનન્દા**ના ખસવા બાદ, શ્રી **ધનગિરિજી**નો અવસર આવ્યો. અવસરને પ્રાપ્ત થયેલો જાણીને, રાજાએ શ્રી **ધનગિરિજી**ને પ્રેરણા કરી. રાજાના પ્રેરિત થયેલા શ્રી **ધનગિરિજી**એ પોતાના રજોહરણને ઉંચો કર્યો અને પરિમિત અક્ષરોમાં એ પ્રમાણે કહ્યું કે–“ હે પાપરહિત બાળક ! જો તારો વ્યવસાય વ્રતમાં હોય અને જો તું સ્વયં તત્ત્વજ્ઞ હોય, તો આ ધર્મના ધ્વજ રૂપ મારા રજોહરણને ગ્રહણ કર ! ”

શ્રી **ધનગિરિજી** આ પ્રમાણે બોલ્યા, કે તરત જ શ્રી **વજ્રકુમાર** હાથીના બચ્ચાની માફક ઉદ્યત બન્યા. હાથીનું બચ્ચું જેમ સુંઢ ઉંચી કરે, તેમ શ્રી **વજ્રકુમારે** પણ પોતાનો

હાથ ઉંચો કર્યો. એ રીતિએ ઉંચા હાથવાળા બનેલા અને શબ્દ કરતા છે પગના ઘુઘરા જેમના એવા તે શ્રી **વજ્રકુમાર** શ્રી **ધનગિરિજી** તરફ દોડયા અને તેમના રજોહરણને ગ્રહણ કર્યો. શ્રી **વજ્રકુમારે** પોતાના હાથ રૂપ કમળો દ્વારા ઉપાડેલો તે રજોહરણ, પ્રવચન–લક્ષ્મીના ચામરની માફક શોભવા લાગ્યો. મોગરાની કળીઓના આકારવાળા દાંતોની ઉલ્લાસ પામતી છે કાંતિ જેમાં, એવા સ્મિતવાળા બનેલા શ્રી **વજ્રકુમાર**, રજોહરણથી અન્ય સ્થાનમાં સહજ પણ પોતાની દૃષ્ટિ નહોતા આપતા.

શ્રી **વજ્રકુમારના** આ વર્તનથી, પ્રભુશાસનની મહત્તા ખૂબ જ વધી; પણ શ્રીમતી **સુનન્દા** તો ખૂબ જ ઉદ્વિગ્ન બની. દિવસના અન્તે જેમ પદ્મિની ગ્લાનિને પામે, તેમ શ્રીમતી **સુનન્દા** પણ ગ્લાનિને પામી. પોતાનો હાથ તેણીએ પોતાની હડપચી ઉપર મૂક્યો. શ્રીમતી **સુનન્દાની** ઉદ્વિગ્નતાની પ્રતીતિ કરાવનારૂં જ આ ચિન્હ છે. અતિ ઉદ્વિગ્ન બનેલા આત્માઓ આ અને આવી બીજી પણ અનેકવિધ ચેષ્ટાઓ સ્વાભાવિક રીતિએ જ કરે છે.

## શ્રીમતી સુનન્દાનો નિર્ણય:

શ્રીમતી **સુનન્દાને** માટે પોતાના બાલકને પાછો મેળવવા માટેનો આ છેલ્લો જ પ્રયત્ન હતો અને આ પ્રયત્ન એવો હતો, કે જેની સફળતાને માટે તેણીને લેશ પણ સન્દેહ ન હોય એ બનવાજોગ છે. બાળકની નાની વય, લોક તરફેણમાં અને– 'બાળક જેનો બોલાવ્યો જાય તેનો થાય'–એવો રાજાનો નિર્ણય : આ સંયોગોમાં શ્રીમતી **સુનન્દાને**–' શ્રી **વજ્રકુમાર** પોતાનો થશે'–એવી સંપૂર્ણ ખાત્રી હોય, એ અસ્વાભાવિક વસ્તુ નથી. આવી સંપૂર્ણ ખાત્રીથી થએલો પ્રયત્ન સર્વથા નિષ્ફલ નિવડે અને પોતાની ધારણા મુજબ થવાને બદલે વિપરીત જ પરિણામ આવે, ત્યારે એક મોહાધીન માતાના હૈયામાં કેવી અને કેટલી વેદના થાય, એ સમજવું મુશ્કેલ નથી. શ્રીમતી

**સુનન્દા**એ પહેલાં તો શય્યાતર સ્ત્રીઓની પાસે પોતાના પુત્રની માગણી કરી હતી : પણ શય્યાતરીઓએ ચોખ્ખી ના પાડી, એટલે તેણી શ્રી **ધનગિરિજી**ની આશાએ બેઠી હતી. શ્રી **ધનગિરિજી** આવ્યા, માગણી કરી અને તેમાં પણ નિષ્ફલતા સાંપડી : આથી છેલ્લે છેલ્લે શ્રીમતી **સુનન્દા**એ રાજાની પાસે પ્રાર્થના કરી. શ્રીમતી **સુનન્દા** પુત્રમોહને આધીન બની હતી, પરન્તુ તેણી આટલી હદ સુધી પહોંચી તે પ્રતાપ લોકની ઉશ્કેરણીનો પણ ગણાય. દીક્ષિત બનેલા પોતાના પતિની સામે, ઉત્તમ કુળમાં ઉત્પન્ન થએલી સ્ત્રી રાજદરબારે પહોંચે, ત્યારે સમજવું કે તેણીને દુર્જન લોકોએ ઉશ્કેરી છે. શ્રીમતી **સુનન્દા**ના ભાઈ પણ દીક્ષિત થએલા છે અને તેમની પણ રૂબરૂમાં જ શ્રી **વજ્રકુમાર** દેવાએલા છે; છતાં પણ પુત્રને પાછો મેળવવાને માટે રાજસભા સુધી પહોંચાય, એમાં દુર્જન લોકના સંસર્ગનો ઓછો ફાળો નથી. આ પ્રકારે અજ્ઞાન લોકથી દોરવાઈને રાજદરબારે પહોંચેલી સ્ત્રીને, નિષ્ફલતા પ્રાપ્ત થવાના કારણે, ઘણું દુ:ખ થાય એ સહજ છે. 'નહિ આચરવા જેવી પ્રવૃત્તિ આચરી, છતાં ધારણા તો ફળી નહિ.'–આ વિચાર નિષ્ફલતાથી ઉત્પન્ન થનારા દુ:ખને વધારનારો નિવડે છે: આમ છતાં –'પોતે આચરેલી પ્રવૃત્તિ નહિ આચરવા જેવી હતી.'–આટલો પણ ખ્યાલ જેના અન્તરમાં હોય છે, તેને માટે નિષ્ફલ નિવડતાં ઉન્માર્ગનો ત્યાગ અને સન્માર્ગનો સ્વીકાર નિકટવર્તી બની જાય છે. ભૂલ થઈ જવા છતાં પણ, ભૂલનો ભૂલ રૂપે ખ્યાલ આવવો, એ પણ ઘણી ઉમદા વસ્તુ છે. ભૂલ કરનારને પણ થઈ ગએલી ભૂલનો ભૂલ તરીકેનો ખ્યાલ, ભવિષ્યમાં ભૂલથી બચાવનારો નિવડે છે. પાપને સેવવા છતાં પણ પોતાની ધારણા ફળે નહિ, ત્યારે પાપવૃત્તિવાળા આત્માઓ ઉન્માદને વશ બને છે : જ્યારે સંયોગવશ પાપને આચરનારાઓ પાપથી પરાઙ્મુખ બનવાના વિચારમાં લીન બને છે. શ્રીમતી **સુનન્દા**એ જે

આચર્યું તે ખરાબ હતું, છતાં તેણી સ્વભાવે ખરાબ નહિ હતી. તેણીનું હૈયું પાપરસિકતાથી ભરેલું નહિ હતું. પુત્રમોહની આધીનતાવાળી અવસ્થામાં તેણીને એવા સલાહકારો અને એવા સહાયકો મળી ગયા, કે જે સલાહકારો અને સહાયકો પ્રાયઃ પાપના જ સાથીદારો હોય છે. દુઃખના વખતે એવા-ઓનો ભેટો થઈ જવો, એ સામાન્ય રીતિએ તો એક પ્રકારના મોટા દુર્ભાગ્યનું જ કારણ ગણાય. તેવાઓની સલાહ પાપના માર્ગે દોરનારી હોય છે. ખાસ કરીને દુઃખના સમયમાં તો એવા સલાહકારોને અને સહાયકોને ઇચ્છવા, કે જેઓ પાપથી નિવૃત્ત બનવાની જ સલાહ આપે. શ્રીમતી **સુનન્દા** તો ભાગ્ય-શાલિની છે એટલે વાત જૂદી છે, પણ બીજી કોઈ સ્ત્રીને આવી નિષ્ફલતા સાંપડી હોય, તો પરિણામ કેટલું બધું ભયંકર આવે ? એ નિષ્ફલતા અતિ મોહાધીન અજ્ઞાન આત્માને આત્મઘાત આદિ જેવા ભયંકર પાપને પણ આચરવાને પ્રેરે, તો એથી જરાય નવાઈ પામવા જેવું નથી : પરન્તુ શ્રીમતી **સુનન્દા** એવી અજ્ઞાન નથી. મોહવશ તેણીએ ગમે તે કર્યું, પરન્તુ રાજદર-બારમાં નિષ્ફળતા મળતાં તેણીએ જે ઉમદા નિર્ણય કર્યો છે, તે તો પ્રશંસનીય જ છે. રાજદરબારમાં મળેલી નિષ્ફલતાને કારણે ઉદ્વિગ્નતાને પામવા છતાં પણ, શ્રીમતી **સુનન્દા** એ પ્રમાણે ચિંતવવા લાગી કે–

"भ्राता मम प्रव्रजितो, भर्ता प्रव्रजितोऽथ मे ।
प्रव्रजिष्यति पुत्रोऽपि, प्रव्रजाम्यहमप्यतः ॥१॥
"न मे भ्राता न मे भर्ता, न मे पुत्रोऽपि सम्प्रति ।
तन्ममापि परिव्रज्या, श्रेयसी गृहवासतः ॥२॥"

મારા ભાઈ પ્રવ્રજિત થયા, પછી મારા પતિ પ્રવ્રજિત થયા અને મારો પુત્ર પણ હવે પ્રવ્રજિત થશે : આથી, હું પણ પ્રવ્રજ્યાને ગ્રહણ કરું : કારણ કે–હવે મારે ભાઈ પણ નથી,

પતિ પણ નથી અને પુત્ર પણ નથી. જ્યારે મારે ભાઈ પણ નથી, પતિ પણ નથી અને પુત્ર પણ નથી, ત્યારે મારા માટે પણ ગૃહવાસ કરતાં પરિવ્રજ્યા–દીક્ષા જ કલ્યાણકારિણી છે.

વિચાર કરો કે–આ જાતિનો નિર્ણય, એ કેટલો ઉમદા નિર્ણય છે? આવો ઉમદા નિર્ણય પાપરસિક આત્માઓ કરી શકે, એ શક્ય જ નથી. ખેર, અહીં તો પોતાને માટે પણ દીક્ષાનો પોતાની જાતે જ નિર્ણય કરીને, શ્રીમતી **સુનન્દા** પોતાને ઘેર ગઈ. એ પણ વિચારવા જેવું છે કે–શ્રી **વજ્રકુમાર** જો સાચા દીર્ઘ-દર્શી ન હોત, તો જે પરિણામ આવ્યું તે કોઈ પણ રીતિએ ન જ આવત. શ્રી **વજ્રકુમાર** જો સાચા દીર્ઘદર્શી ન હોત, તો તો તેઓ પોતાની માતાની દ્રવ્યદયામાં ફસી જાત અને **શ્રીસંઘને** અપમાનિત કરત. એ રીતિએ તેઓ પોતાનો સંસાર વધારત, માતાને પણ સંસારમાં રખડતી રાખત અને રાજા આદિ લોકને પણ અનેક જાતિના વિપરીત વિચાર આદિમાં નિમિત્તભૂત બનત : પરન્તુ શ્રી **વજ્રકુમાર**ની દશા જ કોઈ જુદી હતી. એવી દશા એ ઉત્તમ કોટિની પૂર્વની આરાધનાનું જ પરિણામ છે : આમ છતાં પણ એ વાત નિશ્ચિત જ છે કે–પરભવને નહિ માનનારા અનાત્મવાદિઓને માટે, આવાં દષ્ટાન્તો હમેશાં અગમ્ય જ રહ્યાં છે અને રહેવાનાં છે.

## પુત્રની અને માતાની પણ દીક્ષા :

હવે શ્રીમતી **સુનન્દા** જેમ પોતાને ઘેર ગઈ, તેમ તે શ્રી **ધનગિરિજી** આદિ મુનિવરો પણ શ્રી **વજ્રકુમાર**ને લઈને વસતિ પ્રત્યે ગયા. વ્રતના ઇચ્છુ એવા શ્રી **વજ્ર**, ત્રણ વર્ષની ઉમ્મરના હોવા છતાં પણ, સ્તન્યપાન કરતા ન હતા. આ પ્રમાણેની ઉત્તમ દશામાં વર્તતા હોવાથી, પરમ ઉપકારી, કલિ-કાલસર્વજ્ઞ, આચાર્યભગવાન શ્રીમદ્ **હેમચન્દ્રસૂરીશ્વરજી** મહારાજા ફરમાવે છે કે–આચાર્યમહારાજાએ તે શ્રી **વજ્રકુમાર**ને પ્રવ્ર-જિત કર્યા અને ફરીથી પણ સાધ્વીઓને સમર્પ્યા. બીજી તરફ

ઉદય પામતા ભાગ્યવિશેષથી શ્રીમતી **સુનન્દા** પણ, અતિશયપણે ભવથી વિરાગિણી થઈ અને અતિશય વિરાગિણી બનેલી તેણીએ પણ, તે ગચ્છના આચાર્યમહારાજાની પાસે પ્રવ્રજ્યા ગ્રહણ કરી.

## જ્ઞાની અને વિનયી :

દીક્ષિત બનેલા શ્રી **વજ્રસ્વામિજી** હવે સાધ્વીઓની પાસે રહે છે. તેઓ પદાનુસારિણી લબ્ધિના સ્વામી છે અને બુદ્ધિના ભંડાર છે, એટલે સાંભળેલું યાદ રાખવામાં તે કુશળ હોય એ તદ્દન સ્વાભાવિક છે. જે સાધ્વીઓની પાસે તેઓ નિવાસ કરતા હતા, તે સાધ્વીઓ પણ સામાન્ય કોટિની નહિ હતી. તે સાધ્વીઓના મુખેથી શ્રી **વજ્રસ્વામિજી**ને અગીઆરેય અંગો સાંભળવાને મળ્યાં અને એમ સાંભળતાં સાંભળતાં તેઓને તે યાદ પણ રહી ગયાં. આ રીતિએ, આર્યાઓના ઉપાશ્રયમાં વસતા શ્રી **વજ્રસ્વામિજી** આઠ વર્ષની ઉમ્મરના થયા, એટલે હર્ષને ભજવાવાળા મહર્ષિઓએ તેમને વસતિમાં આણ્યા. મુનિ બનેલા, સાધ્વીઓને ભણતી સાંભળીને અગીઆર અંગોના જ્ઞાતા બનેલા, પદાનુસારિણી લબ્ધિના સ્વામી અને બુદ્ધિના સાગર એવા પણ શ્રી **વજ્ર** નામના તે મહર્ષિ, સંયમની આરાધના અને તે પણ ગુરૂમહારાજના વિનયપૂર્વકની કરવામાં ઉજમાળ રહે છે.

આવા જ્ઞાનિમાં વિનય તો સ્વાભાવિક જ હોય. જ્ઞાની અને વિનય–વૈયાવચ્ચથી બેપરવા, એ વસ્તુ જ અસંભવિત છે. જેઓ વિનય અને વૈયાવચ્ચના વૈરી બન્યા છે, તેઓ તો શ્રી વીતરાગના શાસનની દૃષ્ટિએ એટલે વાસ્તવિક દૃષ્ટિએ અજ્ઞાની જ છે. એવાઓનું જ્ઞાન કદાચ અન્ય યોગ્ય આત્માઓને તેમની યોગ્યતાના વશે લાભનું કારણ બની જાય : પરન્તુ તેઓને પોતાને માટે તો તે જ્ઞાન નાશને માટે જ નિવડનારૂં હોય છે. શ્રી વીતરાગનું શાસન ફરમાવે છે કે–સદ્‌જ્ઞાનની વૃદ્ધિની સાથે વિનય, વૈયાવચ્ચ અને સંયમની સાધના ઉજ્જ્વલ જ બનતી

જાય છે. તીવ્ર ચારિત્રમોહનીયના ઉદયથી કદાચ એમાં ઉત્સાહ ન જાગે, તો પણ તેને સાધવાના શક્ય પ્રયત્નો જારી જ હોય છે અને તેવા યોગ્ય પ્રયત્નોને કારણે, પરિણામે તો ચારિત્ર-મોહનીયને પણ ભાગવે જ છૂટકો થાય છે.

## વૈક્રિયલબ્ધિ અને આકાશગામિની વિદ્યાની પ્રાપ્તિ :

ઉત્તમ સંયમની દૃષ્ટિ હોવાના કારણે, મહર્ષિ શ્રી **વજ્ર-સ્વામિજી** વૈક્રિયલબ્ધિ અને આકાશગામિની વિદ્યાના પણ સ્વામી બન્યા છે. એ બે વસ્તુઓને કેવી રીતિએ તે મહર્ષિ પામ્યા, એ પણ જાણવા જેવું છે.

કોઈ એક દિવસે, શ્રી **વજ્રસ્વામિજી**ના ગુરૂમહારાજાએ **અવન્તી** પ્રત્યે પ્રયાણ કર્યું. **અવન્તી** તરફ જતાં વચ્ચે મેઘ અખણ્ડિત ધારાએ વર્ષ્યો. આથી શ્રી **વજ્રસ્વામિજી**ના ગુરૂ એવા તે આચાર્યમહારાજા પરિવાર સાથે કાઇક યક્ષમંડપિકા જેવા સ્થાને, કે જેમાં પાણી ઝરતું ન હતું, ત્યાં રહ્યા. તે અવસરે શ્રી **વજ્ર** નામના તે મહર્ષિના સત્ત્વની પરીક્ષા કર-વાને માટે, શ્રી **વજ્રસ્વામિજી**ના પૂર્વભવના મિત્ર એવા જૃમ્ભક દેવોએ ત્યાં પોતાની વણિક જેવી મૂર્તિઓ વિકુર્વી : એટલે કે–પોતાની વૈક્રિયલબ્ધિથી તેઓ વાણીઆ બન્યા. વણિક રૂપને ધરનારા બનેલા તે દેવોએ, એક આવાસ પણ વિકુર્વ્યો. એ આવાસ જાણે કે–કોઇ વેપારીઓ સઘળી જ વેપારની સામગ્રીઓ લઇને નીકળ્યા હોય અને તેઓ અહીં માર્ગમાં વાસ કરીને રહ્યા હોય, એવો લાગતો હતો. એ આવાસમાં ઘોડા અને બળદો બંધાએલા હતા, ઉંટો ચરતાં હતાં, ગાડાંઓ મંડલી રૂપે ગોઠવાએલાં હતાં, પટના તંબુઓ નખાઇ ગયા હતા, વેચવાની વસ્તુઓથી ભરેલી ગુણોની પરંપરા ઢંકાયેલી પડી હતી, રંધાયેલાં અન્નનાં પાત્રો ચુલા ઉપરથી નીચે ઉતરી ચૂકેલાં હતાં અને ભોજન કરતા લોકોથી તે આવાસ વ્યાકુલ હતો તેમજ નોકરો તથા ચાકરો એમાં ઘુમતા માલૂમ પડતા

હતા. ટૂંકમાં-કોઇને પણ સામાન્ય દૃષ્ટિએ શંકા ન પડે, એવી રીતિએ એ આવાસ ગોઠવાએલો હતો. વરસાદ બંધ પ્રાયઃ થયા પછી, તે દેવતાઓએ હ્રસ્વ વંદનપૂર્વક ભિક્ષા માટે શ્રી આચાર્યમહારાજાને પ્રાર્થના કરી. 'વૃષ્ટિ બંધ થઈ છે.'–એમ જાણીને, શ્રી આચાર્યપુંગવે પણ વિનયથી ઉજ્જવલ એવા **શ્રી વજ્ર** નામના મહર્ષિને, ભિક્ષા લાવવાને માટે આદેશ ફરમાવ્યો. ગુરૂના આદેશને પામતાંની સાથે જ, વિનયોજ્જવલ એવા શ્રી **વજ્ર** મહર્ષિ, આનંદપૂર્વક ઉઠ્યા અને બીજા મુનિની સાથે આવશ્યકી કરીને, માર્ગમાં ઈર્યાશુદ્ધિને ચિન્તવતા, ભિક્ષાને માટે વિહરવાને નીકળ્યા : પરન્તુ ત્રસરેણુ જેવા પણ પાણીના કણીયાઓને વરસતા જોઈને, અપ્કાયની વિરાધનાથી ભય પામેલા મહર્ષિ શ્રી **વજ્રસ્વામિજી**, એકદમ પાછા ફરી ગયા. દેવતાઓએ એવી વૃષ્ટિને પણ બંધ કરી અને–'વૃષ્ટિ નથી.'–એમ કહેતા તેઓએ, મહર્ષિ શ્રી **વજ્રસ્વામિજી**ને પુનઃ વિનંતિ કરી. વૃષ્ટિનો અભાવ હતો અને તેઓનો ઉપરોધ હતો, માટે શ્રી **વજ્રસ્વામિજી** પુનઃ નીકળ્યા અને ભક્તપાન આદિથી સુંદર એવા તેઓના આવાસે પહોંચ્યા. હવે તે દેવો ભોજન આદિને દેવાની ઈચ્છાથી જે અવસરે સંભ્રમવાળા બન્યા છે, તે અવસરે પરમ સંયમી એવા તે શ્રી **વજ્રમહર્ષિ**એ દ્રવ્ય, ક્ષેત્ર, કાલ અને ભાવથી ઉપયોગ દીધો. એ ઉપયોગમાં તેઓએ વિચાર્યું કે–"કોળું આદિ દ્રવ્ય જે અસમ્ભવી છે, તે આ લોકોએ ક્યાંથી રાંધ્યું ? આ ઉજ્જયિની ક્ષેત્ર સ્વભાવથી પણ કર્કશ છે અને હજુ તો આ પ્રથમ વરસાદ છે, એટલે આ દ્રવ્યની કથા પણ શી ?" વળી તેઓએ દાતારોને અંગે પણ વિચાર કર્યો કે–"આ દાતારો પણ અનિમેષવાળી આંખોવાળા છે અને ચરણોથી ભૂમિને નહિ સ્પર્શવાવાળા છે." આ જાતિની વિચારણા કરવા દ્વારાએ, શ્રી **વજ્રમહર્ષિ**એ નિશ્ચય કર્યો કે–"આ દેવપિંડ છે અને દેવપિંડ સાધુઓને કલ્પે નહિ."

આથી તેઓએ ભિક્ષા લીધા વિના જ, ગુરૂની પાસે પાછા ફરવાનો નિર્ણય કર્યો. એ નિર્ણય મુજબ ત્યાંથી કાંઇ પણ લીધા વિના જ તેઓ પાછા ફર્યા. મહર્ષિ શ્રી **વજ્રસ્વામિજી**-ની આવી ઉત્કટ સંયમરસિકતાથી દેવો વિસ્મિત બને, એમાં નવાઈ પામવા જેવું છે ? નહિ જ. વિસ્મિત બનેલા તે દેવોએ પ્રત્યક્ષ થઈને, મહર્ષિ શ્રી **વજ્રસ્વામિજી**ને કહ્યું કે–" અમે પૂર્વજન્મના આપના મિત્રો જૃમ્ભક દેવો છીએ : અમારા મિત્ર એવા આપને આજે પણ જોવાને માટે જ અહીં આવ્યા છીએ." આ પ્રમાણે કહીને, મહર્ષિ શ્રી **વજ્રસ્વામિજી**ના ઉત્કટ સંયમરસથી તોષ પામેલા તે દેવોએ, જાણે પોતે કલ્પેલી માયાનો બદલો જ ન આપતા હોય તેમ, 'વૈક્રિયલબ્ધિ' નામની વિદ્યા શ્રી **વજ્રસ્વામિજી**ને આપી.

આવી જ રીતિએ, વળી બીજા કોઈ એક સમયે જેઠ માસમાં વિહાર કરતા મહર્ષિ શ્રી **વજ્રસ્વામિજી**ને તે દેવોએ વણિક થઈને ઘેબરો વહોરવાની વિનંતિ કરી. એ સમયે પણ તેઓના આવાસે જઈને, પૂર્વની માફક દ્રવ્યાદિના ઉપયોગ દ્વારા દેવપિંડને જાણીને, ઉપયોગ મૂકવામાં કુશળ એવા શ્રી **વજ્રસ્વામિજી**એ તેઓનો પિંડ ન સ્વીકાર્યો. આથી પણ તોષને પામેલા તે જૃમ્ભક દેવોએ, પોતાના પૂર્વભવના મિત્ર એવા શ્રી **વજ્રસ્વામિજી**ને 'આકાશગામિની' વિદ્યા આપી. આ પછી, તે દેવો પોતપોતાના સ્થાને ચાલ્યા ગયા.

## વિનયસંપન્નતા અને સંયમરસિકતા :

મહર્ષિ શ્રી **વજ્રસ્વામિજી**ને પ્રાપ્ત થએલી વૈક્રિયલબ્ધિ અને આકાશગામિની વિદ્યા સંબંધીનો આ પ્રસંગ પણ, તે પરમર્ષિની વિનયશીલતા અને સંયમરસિકતાનો સૂચક છે. ગુરૂમહારાજાના આદેશને આનંદપૂર્વક તાબે રહેવું અને ભિક્ષાએ ગયા બાદ પણ સૂક્ષ્મ દૃષ્ટિથી વિચાર કરવો, એ તેમના જેવા મહાપુરૂષને માટે આમ તો સ્વાભાવિક જ ગણાય, પરન્તુ આજના

કેટલાકો આવા પ્રસંગે યાદ આવ્યા વિના રહેતા નથી. વર્તમાનમાં પોતાને ભણેલા ગણેલા માનનારાઓમાં એવા પણ અનેક મળશે, કે જેઓને ભિક્ષા અર્થે જવાની ગુરૂમહારાજાએ ફરમાવેલી આજ્ઞા, અશનિપાત જેવી લાગતી હોય. ગુરૂમહારાજા ભિક્ષાર્થે જવાની આજ્ઞા ફરમાવે, ત્યારે પોતાને બહુ ભણેલા અને મોટા વિદ્વાન માનતા કેટલાકોને, એવો પણ વિચાર આવે છે કે–'કેવી આજ્ઞા કોને થાય, એની ગુરૂને ગમ જ નથી.' ગુરૂની આજ્ઞાની સામે કાંઈ બોલે નહિ અને ભિક્ષાર્થે નીકળે, તોય એવાઓના મનમાં તો એ જ વિચાર ઘોળાયા કરે કે–'અમારા જેવા વિદ્વાનને તે આવી આજ્ઞા હોતી હશે? એ તો ઠીક છે કે-અમે ગંભીરતાથી અવસરોચિત વર્તન કરી લઈએ છીએ, પણ ના પાડી દઈએ તો એમના વચનની કેટલી કિંમત રહે?' આવા પ્રકારના ઘમંડમાં મહાલનારા, દેખીતા વિદ્વાન છતાં તત્ત્વથી તો સાવ અભણ અને અયોગ્ય આત્માઓ, ગુરૂની આજ્ઞા મુજબ વર્તતા પણ હોય, તો પણ ગુરૂઆજ્ઞાના પાલનના વાસ્તવિક ફલને તેઓ પામી શકતા નથી. એવાઓ એવી મૂર્ખાઈભરી માન્યતામાં રાચતા હોય છે કે–'ભિક્ષા લાવવી, એ તો અભણનું કામ છે. વિદ્વાન સાધુઓએ ભિક્ષાર્થે જવાનું હોય નહિ.' આવી અજ્ઞાનમય દુર્દશામાં રાચનારાઓને માટે, મહર્ષિ શ્રી **વજ્રસ્વામિજી**, એ એક આદર્શ બની જવા જોઈએ. ભિક્ષાર્થે નીકળવા છતાં પણ, ભિક્ષાને વેઠ સમજનારાઓ, ચાલવામાં અને ભિક્ષા લેવામાં ઈર્યાસમિતિ અને દોષરહિતપણું જોવું–એ વિગેરેને ભૂલી જાય, એમાં નવાઈ પામવા જેવું કાંઈ છે જ નહિ. ઉપયોગપૂર્વક ચાલવું અને ઉપયોગપૂર્વક નિર્દોષ ભિક્ષાને ગ્રહણ કરવી, એ તેવાઓને માટે અસંભવિત પ્રાયઃ છે. એવાઓની ભિક્ષાને ગૌચરી કે મધુકરી તરીકે ઓળખાવી શકાતી નથી, પણ તે કોઈ ભયંકર ઉપનામને લાયક જ બની જાય છે. ભિક્ષા લાવવી, એ પણ

આ શાસનમાં પરમ નિર્જરાનું અંગ મનાય છે. નિર્જરાના પરમ કારણભૂત ભિક્ષાને વેઠ માનનારા સાધુઓ, કેવળ વેઠીયા બની જાય અને અનેક અનર્થોને પામે, એ સ્વાભાવિક જ છે. એવાઓ પોતાના સાધુપણાને ભૂલવા સાથે લોકને માટે પણ અધર્મનું કારણ બને છે; તેમજ એવાઓની લાવેલી ભિક્ષાને વાપરનારા સાધુઓ પણ સંયમની સાધનામાં શિથિલ બને, તો તેમાં પણ અસ્વાભાવિક જેવું કાંઇ જ નથી. સંયમબલને હરનારી ભિક્ષા સંયમને હરી લે અને સાધુઓને માત્ર વેષથી જ સાધુ બનાવી દે, તો એ કોઈ અસંભવિત વસ્તુ નથી. એ જાતિના સાધુઓ શાસનની પ્રભાવનાને બદલે હીલના ન કરાવે તો પણ તે ઘણું છે, એમ જ કહેવું પડે. ભિક્ષા માટેની ગુરૂમહારાજાની આજ્ઞાને પામીને પણ, વિદ્વાનમાં વિદ્વાન એવા સાધુને ય પરમ આનન્દ જ થવો જોઈએ; પણ એ જાતિની વિનયસંપન્નતા આવવી એ સહેલું નથી. મહર્ષિ શ્રી **વજ્રસ્વામિજી** તો વિનયસંપન્ન હતા એટલે ભિક્ષાર્થે ગયા અને સંયમરસિક પણ હતા એટલે દેવપિંડ જાણીને ભિક્ષા લીધા વિના જ પાછા ફર્યા. જ્ઞાનના યોગે જો વિનય ભાગે અને ઘમંડ વધે, તો સમજો કે-એ જ્ઞાન સદ્જ્ઞાન નથી પણ અજ્ઞાન જ છે.

## ગંભીરતા પણ તેવી જ :

શ્રી **વજ્રસ્વામિજી** નામના તે મહર્ષિ પરમ વિનયશીલ હોઈને, ગુરૂનિશ્રામાં રહીને જેમ સંયમની સાધનામાં કટિબદ્ધ હતા, તેમજ તે મહર્ષિ જ્ઞાની હોવા છતાં ગંભીર પણ કમ નહિ હતા. તે મહર્ષિની ઉત્કટ સંયમરસિકતાને જોઈને, તે મહર્ષિના મિત્રદેવો પણ પ્રસન્ન થયા અને બે વિદ્યાઓ આપીને ચાલ્યા ગયા. આ પછી તે બે વિદ્યાઓને ધરનારા બનેલા તે મહર્ષિ, ગુરૂનિશ્રામાં ગચ્છની મધ્યમાં વિરહતા હતા. ગચ્છની મધ્યમાં વિહરતા એવા તે મહર્ષિને, પદાનુસારિણી લબ્ધિથી મેળવેલ અગીઆર અંગો પણ સુસ્થિર થઈ ગયાં. વળી બુદ્ધિમાનોમાં

શ્રેષ્ઠ એવા તે ભગવાન શ્રી **વજ્રસ્વામિજી**, જે જે પૂર્વગતાદિને પણ ભણાવાતું સાંભળતા હતા, તેને તેને પણ ગ્રહણ કરતા હતા. અગીઆર અંગોના સુસ્થિર જ્ઞાની અને પૂર્વગત જ્ઞાનના પણ જ્ઞાતા બનતા જતા એવા પણ એ મહર્ષિની ગંભીરતા એટલી છે કે–' આ મુનિ આટલા જ્ઞાની છે. '–એમ કોઈ જ જાણતું નથી. જ્યારે જ્યારે સ્થવિર મહર્ષિઓ તે શ્રી **વજ્રમહર્ષિ**ને– ' તું ભણ '–એમ કહેતા, ત્યારે ત્યારે તે મહર્ષિ નિદ્રાલુની માફક કાંઈક ' ગુણ ગુણ ' એવા શબ્દને કરતા હતા. સ્થવિરોની આજ્ઞાના ભંગના ભીરૂ અને પોતાની શક્તિનું પ્રકાશન નહિ કરતા એવા તે મહર્ષિ, અવ્યક્ત ઉદ્‌ગૃણન કરતા કરતા, ભણતા એવા બીજા મુનિઓને સાંભળતા હતા. આ જાતિની ગંભીરતા જાળવી રાખવી અને સ્થવિરોની સામે–' મને આવડે છે. '– એમ બોલી ઉઠવું નહિ, આ વાત પણ સામાન્ય નથી. આટલું જ્ઞાન અને આટલી સ્મરણશક્તિ હોવા છતાં પણ–આટલી ગંભીરતા, આટલી આજ્ઞાપ્રિયતા અને આટલી આજ્ઞાભંગભીરૂતા, એ પણ સુન્દર ઉદયને સાધવાનું એક ઉત્તમમાં ઉત્તમ કોટિનું જ સાધન છે.

**ગુરૂમહારાજાને ખબર પડવી :**

હવે કોઈ એક દિવસે મધ્યાહ્ન સમયે સાધુઓ ભિક્ષાને માટે ગયા અને પૂજ્ય આચાર્યમહારાજા બહિર્ભૂમિએ ગયા. પાછળથી વસતિના રક્ષક તરીકે એકાકી શ્રી **વજ્રસ્વામિજી** જ રહ્યા. એ મહર્ષિએ પોતે સાધુઓની ઉપધિને સાધુઓની મંડલી રૂપે ગોઠવી દીધી અને પછી શિષ્યોના વચ્ચે જેમ આચાર્ય મહારાજ બેસે તેમ પોતે બેઠા. એ રીતિએ બેસીને, વર્ષાઋતુના મેઘ જેવા ગંભીર ધ્વનિવાળા તે મહાત્માએ, વાચના આપવા માંડી. અગીઆરે અંગોની અને પૂર્વગત જ્ઞાનની પણ તે મહર્ષિ, એ રીતિએ વાચના આપવા લાગ્યા. મહર્ષિ શ્રી **વજ્રસ્વામિજી** જે સમયે આ પ્રકારે વાચના આપી રહ્યા છે, તે જ સમયે

બહિર્ભૂમિ ગયેલા આચાર્યમહારાજા પાછા ફર્યા. પાછા ફરતા આચાર્યમહારાજાએ દૂરથી એ વાચનાને સાંભળી. 'ગહ-ગહ' શબ્દને સાંભળીને, વસતિના દ્વાર સુધી આવેલા આચાર્ય-મહારાજાએ વિચાર્યું કે-" સાધુઓ જલદી આવી ગયા હોય એમ લાગે છે અને ભિક્ષા લઈને આવી ગયેલા હોવા છતાં પણ અમારા આગમનની રાહ જોતા આ સાધુઓ સ્વાધ્યાય કરે છે."

આવા પ્રકારનો વિચાર કરતા આચાર્યમહારાજા, ત્યાં ક્ષણવાર ઉભા રહ્યા અને વધુ વિચારવાથી તેઓ જાણી શક્યા કે-" આ તો વાચનાને આપતા 'વજ્ર' નામના બાલ ઋષિનો ધ્વનિ છે. આ જે વાચના આપે છે, તે તો અગીઆર અંગની અને પૂર્વગત શ્રુતની પણ આપે છે; તો આ બધું શું એ ગર્ભમાં રહ્યો થકો ભણ્યો છે? ખરે જ, અમે તો વિસ્મય જ પામીએ છીએ. હવે અમે સમજ્યા કે-સ્થવિરો દ્વારા ભણાવાતો આ બાલઋષિ, એ જ કારણથી આળસ કરે છે. આજ સુધી તો અમે એમ માનતા હતા કે-'બાલપણાને લઈને આ પાઠમાં આળસ કરે છે.' અને એથી જ્યારે જ્યારે એમ બનતું હતું, ત્યારે ત્યારે અમે આને શિખામણ દેતા હતા: પણ એ કલ્પના અયથાર્થ હતી. ખેર, અમે આ વાચના સાંભળી ગયા છીએ-એવી આશંકાથી આ લજ્જિત ન થાઓ!"-એમ વિચારતા અને શિષ્યના ગુણોથી રોમાંચિત બનેલા શ્રી આચાર્યમહારાજા પાછા ફર્યા. પાછા ફરીને મોટા શબ્દથી આચાર્યમહારાજાએ 'નીસિહિ'નો ઉચ્ચાર કર્યો.

ગુરૂમહારાજાના શબ્દને સાંભળીને, મહર્ષિ શ્રી **વજ્રસ્વામિજી** પણ આસન ઉપરથી ઉઠ્યા અને સ્ખલિત ગતિવાળા તેમણે, ગુરૂમહારાજા આવીને વસતિમાં પ્રવેશ કરે તેટલામાં તો, ઉપધિનાં વિંટિયાંઓને સૌ સૌના સ્થાને મૂકી દીધાં. વળી ગુરૂની સામે આવીને દંડ લઈ લીધો, તેઓના પગની પ્રમાર્જના કરી તેમજ ગુરૂની પાદરજને વન્દન કરવા દ્વારા

પોતાના ભાલસ્થલને ગુરૂની પાદરજથી અવગુંઠિત કર્યું: અર્થાત્-ગુરૂની પાદરજને ભાલસ્થલે લગાડી. ત્યાર બાદ, આસન ઉપર વિરાજિત થયેલા ગુરૂના પાદોને તેમણે પ્રાસુક પાણીથી ક્ષાલિત કર્યા અને તે પછી ગુરૂના પાદવારિને પણ તેમણે મસ્તક દ્વારા વન્દન કર્યું.

આવા જ્ઞાની અને આવો વિનય-આ બેનો યોગ સ્વાભાવિક છે. જ્ઞાન સાથે વિનય હોય, આ વાતનું આશ્ચર્ય આજના ક્ષુદ્ર આત્માઓને માટે છે. સાચો જ્ઞાની તો વિનીત જ હોય છે: વિનયહીન જ્ઞાની એ વાસ્તવિક કોટિનો જ્ઞાની જ નથી: પણ આ ઉભય ગુણોના યોગને પામનારા આત્માઓ વિરલ જ હોય છે. આવી ઉત્તમ દશાને પામેલા મહર્ષિઓ શાસનના સાચા પ્રભાવક બને, એમાં આશ્ચર્ય પણ શું છે?

## શિષ્યોને વાચના:

શ્રી આચાર્યમહારાજા તો એ જ વિચારવા લાગ્યા કે- "બાળ એવો પણ આ મહાત્મા શ્રુતસાગરનો પારગામી છે. આની ખૂબ જ રક્ષા કરવી જોઈએ. આથી આ બાલ મહાત્માના માહાત્મ્યને નહિ જાણનારા અન્ય સાધુઓ જે રીતિએ આની અવજ્ઞા ન કરે, એ રીતિએ અમે વર્તીશું."

આ પ્રમાણે વિચારીને, શ્રી આચાર્યમહારાજાએ રાત્રિના સમયે શિષ્યોને એ પ્રમાણે કહ્યું કે-"અમે અમુક ગામ જઈશું અને ત્યાં અમારી સ્થિતિ બે-ત્રણ દિવસની છે."

યોગને પામેલા સાધુઓએ પૂછ્યું કે-"હે ભગવન્! તો પછી અમારા વાચનાચાર્ય કોણ થશે?"

શિષ્યોના આ પ્રશ્નના ઉત્તરમાં, શ્રી આચાર્યમહારાજાએ કહ્યું કે-"તમારો વાચનાચાર્ય વજ્ર થશે."

શિષ્યો ભક્ત હોવાથી, તેઓએ બીજો કોઈ પણ વિપરીત વિચાર કર્યા વિના જ, ગુરૂના આદેશને સ્વીકાર્યો. ગુરૂભક્તિનું આ પણ એક ઘણું જ સુન્દર ઉદાહરણ છે. આજના કેટલાકોને માટે તો આવો પ્રસંગ પણ કદાચ ભયંકર પતનનું જ કારણ બને.

આ પછી ગુરૂમહારાજા અન્યત્ર ચાલ્યા ગયા. સાધુઓએ પણ કાયોત્સર્ગ અને વાચનાગ્રહણ આદિ કરવાને માટે, શ્રી **વજ્રસ્વામિજી**ને આસન ઉપર બેસાડયા. 'ગુરૂની આજ્ઞા છે.' -એમ માનીને શ્રી **વજ્રસ્વામિજી** પણ વાચના દેવાને બેઠા. વાચના દેવાને બેઠેલા બાલ મહર્ષિ શ્રી **વજ્રસ્વામિજી**નો, તે સાધુઓએ પણ આચાર્યની માફક જ વિનય કર્યો. મહર્ષિ શ્રી **વજ્રસ્વામિજી**એ સઘળા પણ સાધુઓને ક્રમસર અતિશય સ્ફૂટપણે વાચના આપી. મહર્ષિ શ્રી **વજ્રસ્વામિજી**એ આપેલી વાચના, શિષ્યોના હૃદયમાં વજ્રલેપ જેવી બની ગઈ. હવે તો જે સાધુઓ અલ્પબુદ્ધિવાળા હતા, તેઓ પણ ઉત્સાહથી ભણુ-વાને આવ્યા અને શ્રી **વજ્રસ્વામિજી**થી વાચના લઈ-લઈને પ્રયત્ન કરવા લાગ્યા. અતિ જડ એવા પણ સાધુઓમાં શ્રી **વજ્રસ્વામિજી** અમોઘ વાચનાવાળા બન્યા.

આ નવું અદ્ભુત જોઈને સઘળાય ગચ્છ વિસ્મય પામ્યો. સાધુઓએ પૂર્વે ભણેલા અને સારી રીતિએ સ્ફુરાયમાન એવા પણ આલાપોને સંવાદને માટે પૂછ્યા અને તે આલાપોને પણ શ્રી **વજ્રમહર્ષિ**એ વ્યાખ્યાત કર્યા. મહર્ષિઓ ગુરૂમહા-રાજાની પાસે અનેક વાચનાઓ દ્વારા પણ જેટલું નહોતા ભણ્યા, તેટલું એક વાચના દ્વારા શ્રી **વજ્રસ્વામિજી**થી ભણ્યા. મહર્ષિ શ્રી **વજ્રસ્વામિજી**થી વાચના મેળવવામાં અતિ ઉત્સાહિત બનેલા તે સાધુઓ, પરસ્પર એવી પણ વાતો કરવા લાગ્યા કે- "જો ગુરૂમહારાજા આવવામાં વિલંબ કરે, તો શ્રી **વજ્રસ્વા-મિજી**ની પાસે શ્રુતસ્કંધને શીઘ્ર સમાપ્ત કરી લેવાય."

મુનિઓ ગુણોથી શ્રી **વજ્રસ્વામિજી**ને અધિક માનવા લાગ્યા. ખરેખર, એક ગુરૂથી દીક્ષિત થયેલા એવા પણ સુગુણ આત્મામાં આખો ગણ આનંદ પામે છે.

**ગુણ અને ગુણપ્રશંસા :**

આથી સમજી શકાશે કે-શ્રી **વજ્રસ્વામિજી** કેટલા બધા

ગુણમય હતા ? આટલી ગુણમયતા હોવા છતાં પણ, એ જ નમ્રતા, ગુરૂ પ્રત્યેનો એ જ બાલભાવ અને સ્થવિરો પ્રત્યેનો એ જ ભક્તિભાવ : આ બધું ખૂબ જ લઘુકર્મિતાનું સૂચક છે. સાચા જ્ઞાની સાથે આ બધું હોય જ એમાં આશ્ચર્ય નથી, પણ સંસારરસિક આત્માઓને માટે તો આ પણ ખૂબ જ આશ્ચર્યજનક છે. પૂર્ણ ભાગ્યશાલિતા વિના, સુન્દર ક્ષયોપશમના અભાવમાં આ બધું કોઈ પણ રીતિએ શક્ય નથી. ખરેખર, આવા જ આત્માઓ અનુપમ જ્ઞાનાદિ ગુણોને પામીને, સાચા શાસનપ્રભાવક બની શકે છે. જેઓને પોતાની પ્રશંસા પોતાના મુખે જ કરવાનો શોખ હોય છે અને જેઓ પોતાને બીજાઓના કરતાં પોતાની મેળે જ અધિક માનનારા બની જાય છે, તેઓ તો શાસનની પ્રભાવનાના સ્થાને શાસનની લઘુતા કરનાર ન થાય, એ જ તેઓનો મોટો ઉપકાર માનવો રહ્યો. ખરેખર, હીણકર્મી આત્માઓને, ભણવાની શક્તિ અને તપ આદિ કરવાની શક્તિ પણ, ઘમંડી બનાવીને સાચી આરાધનાથી વંચિત કરે છે. જેઓ–'પોતામાં ઘણા ગુણો છે.'–એમ માનીને પોતામાં જ નથી માતા, એવાઓની દુર્દશા ઘણી જ દયાપાત્ર છે. સુંદર શક્તિઓ પામવા છતાં પણ, એ બીચારા એના દ્વારા નિર્જરા સાધવાને બદલે કારમો કર્મબન્ધ કરે છે. 'આવાઓનું શું થશે ?'–એવો વિચાર કરતાં પણ દયાથી કમ્પારી આવે છે. સાચો ગુણવાન તો તે છે, કે જેના ગુણથી બીજા ઘેલા અને તેની પ્રશંસા કરવામાં મુખર બને, તો પણ જેને ઘમંડ સ્પર્શે નહિ અને ઔચિત્યને જે ચૂકે નહિ. સાચા ગુણિની પ્રશંસા માટેની મુખરતા, એ પણ સદ્‌ગુણ છે. એ સદ્‌ગુણના પ્રતાપે સામાન્ય આત્માઓ પણ મહાન્ બની શકે છે. શ્રી **વજ્રસ્વામિજી** જે ગણમાં છે, તે ગણમાં આ બેય કોટિના મહાત્માઓ આપણે જોઈ શકીએ છીએ.

**વાચનાચાર્ય બનાવવાની વિનંતિ :**

આવા ગુણમય ગણના ગુરૂ શ્રી **સિંહગિરિજી** મહારાજા,

કે જેઓ મહા જ્ઞાની શ્રી **વજ્રસ્વામિજીને** ઓળખાવવાને માટે જ ગ્રામાંતર ગયા હતા. તેઓ વિચારવા લાગ્યા કે–" શ્રી **વજ્ર** આટલા દિવસોમાં અમારા પરિવારને જરૂર જ્ઞાતગુણવાળો થયો હશે. હવે અમે જે જે એને અનધીત હોય તે ભણાવીએ." આ પ્રમાણે વિચારીને શ્રી આચાર્યમહારાજા પોતે પૂર્વે કહેલ દિવસે પાછા પધાર્યા.

પાછા પધારેલા પોતાના ગુરૂમહારાજાના પાદોને, શ્રી **વજ્ર-સ્વામિજી** સહિત સઘળા જ મુનિવરોએ, વંદન કર્યું અને 'તમારા સ્વાધ્યાયનો નિર્વાહ થાય છે ને?'–આ પ્રમાણે શ્રી ગુરૂ-મહારાજાએ પૂછ્યે છતે, સાધુઓએ–'દેવગુરૂની કૃપાથી સારી રીતિએ થાય છે.'–એ પ્રમાણે કહ્યું.

આ પ્રમાણેનો ઉત્તર આપ્યા પછી, સઘળાય સાધુઓએ ફરીથી શ્રી આચાર્યમહારાજાને વન્દન કરીને વિનંતિ કરી કે–" આપ કૃપાલુની આજ્ઞાથી અમારા વાચનાચાર્ય શ્રી **વજ્ર** થયા : શ્રી **વજ્રના** ગુણોને નહિ જાણતા એવા અમારા દ્વારા ચિરકાલ સુધી શ્રી **વજ્ર** અવજ્ઞાત થયા : હવે તો આ બાલ મહર્ષિ પણ અમારા માટે આપ પૂજ્યના જેવા છે : બાળ છતાં ગુરૂગુણોથી સહિત એવા આ મહર્ષિ ગચ્છના ગુરૂ હો : કારણ કે–મોગરાની કલિકા માત્ર પ્રમાણવાળો પણ દીપક ઘરને પ્રકાશિત કરે છે."

શિષ્યોના મુખેથી આ પ્રમાણે સાંભળીને, શ્રેષ્ઠ એવા આચાર્ય-ભગવાને ફરમાવ્યું કે–" હે તપોધનો ! એ પ્રમાણે હો, કિંતુ બાળ એવો પણ આ **વજ્ર** વિદ્યાથી વૃદ્ધ છે, એ કારણે તમારાથી અવજ્ઞાત ન થાઓ–એ જ કારણે અમે ગામ ગયા હતા અને તમને આ **વજ્રને** આચાર્ય તરીકે અર્પિત કર્યો હતો, કે જેથી તમે આના આ ગુણોને જાણો. અન્યથા, હજુ પણ આ વાચનાચાર્યની પદવીને યોગ્ય નથી : કારણ કે–આણે ગુરૂએ નહિ આપેલું એવું શ્રુત માત્ર કર્ણની શ્રુતિથી ગ્રહણ કરેલું છે. હે સંયતો ! સંક્ષેપ અનુષ્ઠાન રૂપ ઉત્સારકલ્પ આને કરાવવા યોગ્ય છે અને તે પછી જ આ આચાર્યપદવીને લાયક થાય."

શિષ્યોને આ પ્રમાણે કહ્યા પછી, ઉદાર બુદ્ધિના ધણી એવા શ્રી ગુરૂમહારાજા, શ્રી **વજ્રસ્વામિજી**ને પ્રથમ નહિ ભણેલા શ્રુતને અર્થથી સમન્વિતપણે શીઘ્રતાથી ભણાવવા લાગ્યા. સાક્ષી માત્ર બનાવ્યા છે ગુરૂને જેમણે એવા ભગવાન શ્રી **વજ્રસ્વામિજી**એ પણ, આદર્શ જેમ પ્રતિબિમ્બને ગ્રહણ કરે, તેમ ગુરૂએ આપેલું સઘળુંય શ્રુત લીલાપૂર્વક ગ્રહણ કર્યું. એ પ્રમાણે શ્રુતને ગ્રહણ કરતા શ્રી **વજ્ર** તે સમયે તેવા શ્રુતજ્ઞ બન્યા, કે જેથી તે ગુરૂ માટે પણ ચિરકાલીન દુર્ભેદ્ય સન્દેહો રૂપ માટીનાં ઢેફાં માટે લોઢાના મુદ્‌ગરપણાને પામ્યા. શ્રી ગુરૂ-મહારાજાના હૃદયમાં જેટલા પ્રમાણમાં દૃષ્ટિવાદ હતો, તેટલો દૃષ્ટિવાદ પણ, શ્રી **વજ્રસ્વામિજી**એ પાણીના ચુલુકની લીલાથી ગ્રહણ કરી લીધો. અડદ ડૂબી જાય તેટલા માત્ર જલને 'ચુલુક' કહેવાય છે.

**દશ પૂર્વોને ભણવા જવાનો આદેશ :**

હવે કોઈ એક દિવસે ગામથી ગામ અને પુરથી પુર વિહરતા આચાર્યમહારાજા શ્રી **સિંહગિરિજી**, પરિવાર સાથે **દશપુર** નામના પુરમાં પધાર્યા. તે સમયે–"સંપૂર્ણ દશ પૂર્વોના જ્ઞાનને ધરનારા આચાર્યમહારાજા વિદ્યમાન છે, તે કારણથી તેમની પાસેથી દશ પૂર્વોનું જ્ઞાન લેવું એ યોગ્ય છે : પણ જે શિષ્યોને અગીઆર અંગોનો પાઠ પણ ખૂબ કષ્ટ રૂપ થાય છે, તે શિષ્યો દશ પૂર્વના ગ્રહણમાં સમર્થ કેવી રીતિએ થાય ?"–આવી ચિંતામાં પડેલા આચાર્યમહારાજાએ નક્કી કર્યું કે–"આવી ચિંતાની કશી જ જરૂર નથી : કારણ કે–શ્રી **વજ્ર** પદાનુસારિણી લબ્ધિએ કરીને સમર્થ છે અને એ વાતની પ્રતીતિ પણ કરી છે." આથી, એ પરમોપકારી આચાર્યમહારાજાએ શ્રી **વજ્ર-સ્વામિજી**ને આદેશ કર્યો કે—

"હે વત્સ ! તું **ઉજ્જયિની** જા અને ત્યાં શ્રી **ભદ્રગુપ્ત** નામના ગુરૂના મુખથી દશ પૂર્વોને ભણ ! અતિ અલ્પબુદ્ધિ-વાળા સઘળાય તારા સહાધ્યાયી બની શકે તેમ નથી. જેમાં

મારી બુદ્ધિ પણ કુંઠિત થાય છે, તેમાં બીજાઓ તારી સાથે સહાયક શી રીતિએ થાય? માટે તું જા અને મારી આજ્ઞાથી દશ પૂર્વોને ભણીને તું જલદી પાછો આવ! સૌમ્ય શાસનદેવતાઓ તારી પાસે રહેનાર હો! હે વત્સ! કુવામાંથી જેમ પાણી ઉપવનનાં વૃક્ષોમાં પ્રસાર પામે, તેમ તારા મુખથી દશ પૂર્વો મહર્ષિઓમાં પ્રસાર પામો!"

આ પ્રકારે શ્રી **વજ્રસ્વામિજી**ને આદેશ આપ્યા પછી, સ્થવિરકલ્પની મર્યાદા વર્તતી હોવાથી એકલા જવાય નહિ એ કારણે, શ્રી **સિંહગિરિ** મહારાજાએ શ્રી **વજ્રસ્વામિજી**ની સાથે જવાને માટે બે ઋષિઓને આદેશ આપ્યો.

**સ્વપ્નથી આવેલો ખ્યાલ :**

આ પ્રકારની શ્રી **સિંહગિરિજી** નામના ગુરૂમહારાજાની આજ્ઞાને, શેષની માફક મસ્તક દ્વારા સ્વીકારીને, શ્રી **વજ્રસ્વામિજી** મહારાજા શ્રી **ભદ્રગુપ્ત** મહારાજાના ચરણથી પવિત્ર બનેલી **ઉજ્જયિની** નગરીએ ગયા.

શ્રી **વજ્રસ્વામિજી** જે દિવસની સાંજના **ઉજ્જયિની** પહોંચ્યા, તે રાત્રિએ શુભ ક્ષણમાં શ્રી **ભદ્રગુપ્ત** નામના દશ પૂર્વધર આચાર્યભગવાને એક સ્વપ્ન જોયું. સ્વપ્નમાં એવું જોયું કે–" કોઈ આગન્તુકે ક્ષીરથી પૂર્ણ પાત્રને પોતાના હાથમાંથી લઈને પીધું અને તે પરમ તૃપ્તિને પામ્યો."

પ્રાતઃકાલે ગુરૂમહારાજાએ તે સ્વપ્નને શિષ્યો સમક્ષ કહ્યું. શિષ્યો પણ પોતપોતાની પ્રજ્ઞા પ્રમાણે તે સ્વપ્નના અર્થને વિવિધ પ્રકારે વિચારવા લાગ્યા: પણ કોઈના ખ્યાલમાં યથાર્થ અર્થ નહિ આવવાથી, ખૂદ ગુરૂમહારાજાએ જ તેનો અર્થ પ્રગટ કરતાં પોતાના શિષ્યોને કહ્યું કે–" તમે આના અર્થને જાણતા નથી. કોઈ પણ અતિથિ આવશે અને સુંદર બુદ્ધિવાળો તે અતિથિ અમારી પાસેથી અર્થ સહિત સઘળું જ સૂત્ર ગ્રહણ કરશે."

**શ્રી ભદ્રગુપ્ત ગુરૂવરનો ભેટો :**

આ બાજુ શ્રી **વજ્રસ્વામિજી** પણ નગરીના દ્વારે રાત્રિ પસાર કરીને પ્રભાતમાં આચાર્યવર્ય શ્રીમદ્ **ભદ્રગુપ્ત** ગુરૂના ઉપાશ્રયે પહોંચ્યા. ચંદ્રમાના દર્શનથી સાગર જેમ ઉલ્લાસને પામે, તેમ દૂરથી શ્રી **વજ્રસ્વામિજી**ને આવતા જોઈને, દશ પૂર્વના ધણી એવા પણ શ્રી **ભદ્રગુપ્ત** ગુરૂમહારાજા, પરમ આનન્દથી ઉલ્લાસને પામ્યા. પરમ ઉલ્લાસને પામેલા એ આચાર્ય-મહારાજા વિચારવા લાગ્યા કે–" અહો ! આના સૌભાગ્યે કરીને મને એવા પ્રકારની બુદ્ધિ થાય છે કે–શું હું આને આલિંગન કરૂં કે શું હું આને મારા ખોળામાં બેસાડું ? "

જેવી પ્રસિદ્ધિ હતી તેવી જ શ્રી **વજ્રસ્વામિજી**ની આકૃતિને જોઇને અને વિચારીને, શ્રી **ભદ્રગુપ્ત** નામના એ દશ પૂર્વધર મહામુનિએ નિશ્ચય કર્યો કે–' આ **વજ્ર** જ છે. '

પાસે આવીને વન્દનની અભિમુખ થયેલા શ્રી **વજ્ર**ને શ્રી **ભદ્રગુપ્ત** ગુરૂ ભેટી પડયા. ખરેખર, બલવતી ઉત્કણ્ઠા વિનયની રાહ નથી જોતી. એ પ્રમાણે ભેટયા બાદ પોતાના ખોળામાં બેસાડીને, શ્રી **ભદ્રગુપ્ત** નામના આચાર્યમહારાજા શ્રી **વજ્ર-સ્વામિજી**ના મુખકમલ ઉપર પોતાનાં નેત્રોને ભૃંગપણાને પમાડતા થકા શ્રી **વજ્રસ્વામિજી**ને કહેલા લાગ્યા કે–"હે **વજ્ર**ઋષિ ! શું તારો વિહાર સુખપૂર્વક થયો ? તારૂં શરીર રોગરહિત છે ? તારૂં તપ નિર્વિઘ્નપણે થાય છે ? તારા ગુરૂ કુશલ છે ? શું તું કોઈ કાર્યને ઉદ્દેશીને અહીં આવેલો છે ? આ બધા પ્રશ્નોના ઉત્તરો તું અમને આપ અને અમને પ્રમુદિત કર. "

**મહાપુરૂષો :**

મહાપુરૂષોની આ દશા, શું આજના ઈર્ષ્યાલુઓને માટે અભ્યાસ કરવા જેવી નથી ? શાસનના એક પ્રભાવક બાળ મહર્ષિને જોઈને, દશ પૂર્વના ધણી એવા પણ આચાર્યભગવાન સદ્-ભાવનો કેવો વિશદ ઝરો વહાવી રહ્યા છે ? વંદનની પણ

અપેક્ષા વિના, તેઓ કયી રીતિએ વર્તી રહ્યા છે? સ્વપ્નથી પણ–'કોઈ મારી પાસે જ્ઞાનનો લેનારો આવનારો છે અને તે પણ બધું જ લઈ લેવાનો છે.'–એમ જાણીને, આનંદ અનુભવતા એ આચાર્યમહારાજા, શ્રી વજ્ર નામના બાલ ઋષિને જોઈને, જાણે કે–મહા આનંદના સાગરમાં નિમગ્ન બની ગયા છે. આવા મહાપુરૂષો જગતના સાચા કલ્પતરૂઓ છે. જેઓ મહાન બનવાને ઇચ્છતા હોય, તેઓએ હૃદયને આટલું સરલ અને વિશાલ તથા સદ્‌ભાવના પ્રવાહોને વહાવતું બનાવવું પડશે. ક્ષુદ્ર હૃદયના આત્માઓ, મહાપુરૂષો બન્યા પણ નથી અને બનવાના પણ નથી. ઈર્ષ્યાખોર વૃત્તિથી પીડાતા મોટાઓ, એ નામના મોટાઓ છે. એવા મોટાઓ શાસનના શણગાર નથી પણ શ્રાપ છે. જાતપ્રભાવકો કદી જ સદ્‌ભાવથી ભરેલા હૃદયને ધરી જ શકતા નથી. સદ્‌ભાવપૂર્ણ હૃદય તો શાસનપ્રભાવકોના ભાગ્યમાં જ સરજાએલું છે. સાચા આરાધકભાવથી ઓતપ્રોત બનેલા મહાપુરૂષો જ આવા ઉમદા હૃદયને પામી શકે છે. સાચા સમ્યગ્દર્શનનો, સમ્યગ્જ્ઞાનનો અને સમ્યક્ચારિત્રનો આનંદ આરાધકભાવથી પરવારેલાઓના ભાગ્યમાં હોતો જ નથી. રત્નત્રયીના સાચા ઉપાસકોનું હૃદય હમેશાં ઉત્તમ આત્માઓને માટે અમૃતઝરતું જ હોય છે. શાસનસમર્પિત આત્માઓ પ્રત્યે જેઓનું હૃદય કલુષિત હોય છે, તેઓ મહાન્ ગણાતા હોય તો પણ, સંસારના જ મુસાફરો છે: જ્યારે ગુણસંપન્ન આત્માઓના શ્રવણથી પણ જે આત્માઓ અપૂર્વ આનંદનો અનુભવ કરે છે, તેઓ લઘુ હોય તો પણ મુક્તિમાર્ગના મુસાફરો છે. મુક્તિમાર્ગના મુસાફરો એટલે ગુણના જ પૂજારી. એવા આત્માઓ જાતની મહત્ત્વાકાંક્ષા રૂપ મરકીથી દૂર જ ભાગનારા હોય. એવાઓની ઉપાસનાથી માનાકાંક્ષી આત્માઓનું પણ માન ગળી જાય છે. એવા પુણ્યપુરૂષોના નામસ્મરણ માત્રથી પણ ઉત્તમ આત્માઓને એમ થાય છે કે–"સદા જયવંતા હો એવા શાસનપ્રભાવકો, કે જેઓ સદ્‌-

ભાવભર્યા હૃદયથી સદાય જાતની નામનાના વિચારથી પણ પર રહીને શાસનની નામનાને માટે જ પોતાનું સર્વસ્વ સમર્પી રહ્યા છે!'

## દશ પૂર્વોને ધરનારા બન્યા :

દશ પૂર્વના ધણી અને શાસનના સાચા શણગાર આચાર્ય-ભગવાન શ્રીમદ્ **ભદ્રગુપ્ત** મહારાજાના સૌહાર્દભર્યા પ્રશ્નોથી પ્રમોદમય બની ગયેલા શ્રી **વજ્રસ્વામિજી** નામના બાલ પરમર્ષિ પણ વિનયભરી વાણીમાં કહે છે કે–" પૂજ્યપાદ એવા આપે જે જે સુખવિહાર આદિ પૂછ્યું, તે તે દેવો અને ગુરૂઓના પ્રસાદથી તેમ જ છે. હે ભગવન્! હું તો મારા ગુરૂમહારાજાની અનુજ્ઞાથી આપ કૃપાળુની પાસે દશ પૂર્વોને ભણવાને આવ્યો છું, તો તેની વાચનાના દાન દ્વારા આપ મારી ઉપર પ્રસન્ન થાઓ."

આ પછી, શ્રી **ભદ્રગુપ્ત** ગુરૂમહારાજા પણ શ્રી **વજ્રસ્વામિજી**ને દશ પૂર્વો ભણાવવા લાગ્યા. ભણતાં ભણતાં ગુરૂને સહજ પણ ક્લેશ નહિ પેદા કરતા એવા શ્રી **વજ્રસ્વામિજી** દશેય પૂર્વોને ધરનારા થયા.

## અનુજ્ઞા અને ગણાધીશતા :

દશ પૂર્વોને ધરનારા બનેલા શ્રી **વજ્રસ્વામિજી**એ વિચાર્યું કે–'જ્યાં ભણવાનું આરંભ્યું, અનુજ્ઞા પણ ત્યાં જ ગ્રહણ કરવી જોઈએ : આ હેતુથી મારે શ્રી **સિંહગિરિજી** નામના ગુરૂવર પાસે જવું જોઈએ.'

આ પ્રમાણે વિચારીને અને શ્રી **ભદ્રગુપ્ત** ગુરૂમહારાજાને પૂછીને, મેઘ જેમ પાણી ગ્રહણ કરીને જાય તેમ, શ્રી **વજ્રસ્વામિજી** પણ દશ પૂર્વોને ભણીને **દશપુર** નગરમાં ગયા.

દશ પૂર્વો રૂપી સાગરના પાનને માટે **અગસ્તિ** જેવા બનેલા અને **દશપુર** નગરમાં આવી પહોંચેલા શ્રી **વજ્રસ્વામિજી**ને, તે જ વખતે શ્રી **સિંહગિરિજી** નામના ગુરૂમહારાજાએ પૂર્વોની અનુજ્ઞા કરી. જે સમયે ગુરૂમહારાજાએ શ્રી **વજ્રસ્વામિજી**ને પૂર્વોની અનુજ્ઞા કરી, તે સમયે જૃમ્ભક દેવતાઓએ દિવ્ય કુસુમોના પ્રકર આદિથી અદ્દભુત મહિમા કર્યો.

આ પછી, આચાર્યભગવાન શ્રી સિંહગિરિજી મહારાજાએ, મહર્ષિ શ્રી **વજ્રસ્વામિજી**ને ગણુ અર્પીને, અન્ન-પાનાદિનું પ્રત્યાખ્યાન કર્યું અને એ રીતિએ કાળ કરીને તેઓ અમર થયા.

આવા એક ઉત્તમ કોટિના સુશિષ્યના યોગે પ્રભાવક આચાર્યમહારાજાના આત્માને અપૂર્વ કોટિની સમાધિ ઉપજે, એ સહજ છે. અનેક આત્માઓના ઉદ્ધારક મહર્ષિ, એક સાચા પ્રભાવકને ઉત્પન્ન કરવાથી કેટલા બધા તોષને પામે છે, એ શબ્દો દ્વારા વર્ણવવું એ શક્ય નથી. એક ઉત્તમ આત્માને ગણુ સોંપી, અન્નાદિને વોસિરાવી, સમાધિદશામાં આયુષ્યના અન્ત સમયને ભેટવું, એ શ્રી જૈનશાસનનું પંડિત-મરણુ છે. આવું મરણુ પણુ ખરેખર મહોત્સવભૂત છે.

## જ્યાં જ્યાં વિચરે ત્યાં ત્યાં પ્રભાવના :

હવે ભવ્ય જનો રૂપી કૈરવોને વિકસિત કરવાને માટે ચંદ્રમા સમા અને પાંચસો મુનિવરોથી પરિવૃત્ત બનેલા, અંતિમ દશ પૂર્વધર આચાર્યભગવાન શ્રીમદ્ **વજ્રસ્વામિજી** મહારાજા પૃથ્વી ઉપર વિહરવા લાગ્યા. વિહાર દ્વારા પૃથ્વીને પાવન કરતા શ્રી **વજ્રસ્વામિજી** જ્યાં જ્યાં પધારતા હતા, ત્યાં ત્યાં એવા પ્રકારની ખ્યાતિ થતી હતી કે-

"अहो अस्योज्ज्वलं शील—महो लोकोत्तरं श्रुतम् ।
अहो सौभाग्यमनघ—महो लवणिमाद्भुतः ॥१॥"

અહો ! આ આચાર્યભગવાન શ્રી **વજ્રસ્વામિજી** મહારાજાનું ઉજ્જવલ શીલ, અહો લોકોત્તર શ્રુત, અહો દોષ વિનાનું સૌભાગ્ય અને અહો અદ્દ્ભુત લાવણ્ય !

અતિ સુંદર રૂપના પ્રતાપે આચાર્યભગવાન શ્રીમદ્ વજ્રસ્વામિજી મહારાજા જ્યાં જ્યાં પધારતા હતા, ત્યાં ત્યાં તેઓના પ્રતાપે શાસનની ખૂબ જ પ્રભાવના થતી હતી, આ વાત આથી ખૂબ જ સ્પષ્ટ થાય છે. ખરેખર, સુન્દર રૂપની સાથે સુન્દર શીલ અને લોકોત્તર શ્રુત ખૂબ જ આકર્ષક બને છે.

પરમ પુણ્યોદયથી રૂપને પામેલા આત્માઓ, જો ધર્મના આરાધક બને અને વિશિષ્ટ કોટિની શક્તિઓના સ્વામી બને, તો તેઓ શાસનના પરમ પ્રભાવક બની શકે છે, આ વાત અત્યાર સુધીના પ્રસંગથી સારી રીતિએ સિદ્ધ થઈ ચૂકી છે.

**સાધ્વીઓ દ્વારા કરાતી સ્તુતિ:**

હવે આપણે-" જન્માન્તરમાં કર્યાં છે સુકૃતો જેણીએ એવી એક ગૃહપતિની પુત્રી, શ્રી **વજ્રસ્વામિજી** નામના મુનિને વિષે થયેલા રાગના પ્રતાપે, સેંકડો દુ:ખોને હરનારા ચારિત્રને પામી."-આ વાતને લગતો પ્રસંગ પણ જોઈ લઈએ.

**પાટલીપુત્ર** નામના નગરમાં **ધન** નામનો એક શેઠ વસતો હતો. તે જેમ વિપુલ લક્ષ્મીનો સ્વામી હતો, તેમ નિર્મલ ગુણલક્ષ્મીનો પણ સ્વામી હતો. ધનસંપન્ન હોવા ઉપરાન્ત ગુણસમૂહથી પણ શ્રેષ્ઠ હોવાના કારણે, લોકમાં તે સુંદર ખ્યાતિને પામ્યો હતો. તે **ધન**શેઠને એક કન્યા હતી, કે જે કન્યાનું નામ **રૂક્મિણી** હતું. સુન્દર રૂપને માટે વિખ્યાત **રૂક્મિણી** જાણે પુન: પણ **ધન**શેઠની કન્યા રૂપે જન્મી હોય, એવો આ કન્યાના રૂપથી ભાસ થતો હતો.

તે **ધન** શેઠની માલીકીની એક યાનશાલા હતી. આ યાનશાલામાં, દશ પૂર્વધર આચાર્યભગવાન શ્રીમદ્ **વજ્રસ્વામિજી** મહારાજાની આજ્ઞામાં વિચરતી સાધ્વીઓનો નિવાસ હતો. નિર્મલ આશયને ધરનારી એ સાધ્વીઓ, આચાર્યભગવાન શ્રીમદ્ **વજ્રસ્વામિજી** મહારાજાના ગુણોની નિરંતર સ્તુતિ કર્યા કરતી હતી.

ખરેખર, ગુરૂઓના ગુણોની સ્તવના કરવી, એ પણ સ્વાધ્યાય અને આવશ્યક સમી વસ્તુ છે. સ્વાધ્યાય અને આવશ્યક જેમ આત્માને નિર્મલ અને ગુણસંપન્ન બનાવે છે, તેમ સદ્ગુરૂઓના ગુણોની સ્તવના પણ આત્માને નિર્મલ અને ગુણસંપન્ન બનાવે

છે. દોષોના નાશમાં અને ગુણોના પ્રકટીકરણમાં, સ્વાધ્યાય અ
આવશ્યક જેમ અનેક રીતિએ પ્રેરક અને સહાયક બની શ
છે, તેમ સદ્દગુરૂઓના ગુણોની સ્તવના પણ અનેક રીતિ
પ્રેરક અને સહાયક બની શકે છે. શિષ્યો અને શિષ્યાએ
માટે, સદ્દગુરૂ એ તો સુરતરૂ છે. સદ્દગુરૂ રૂપ સુરતરૂની છાયા
સંયમની આરાધના સુશક્ય બને છે. એ છાયાને પામેલા યો
આત્માઓ, પોતાની આરાધનાને દિન-પ્રતિદિન વધુ ને વ
ઉજ્વલ બનાવે છે. સદ્દધર્મની આરાધનામાં સ્થિરતા, ઉજ્વલત
અને વૃદ્ધિ માટે સદ્દગુરૂની પવિત્ર છાયા બહુ અગત્યનો ભા
ભજવે છે. સદ્દગુરૂ રૂપ સુરતરૂની છાયાની અવહીલના કરના
આત્માઓને, માર્ગથી પતન પામતાં અને અનેક આત્માઓન
ઉન્માર્ગના કારણ બનતાં, વાર લાગતી નથી. સદ્દગુરૂ રૂ
સુરતરૂની પવિત્ર છાયા તેઓને જ રૂચતી નથી, કે જેઓ પાપ
વિચારોથી પીડાતા હોય છે અને એ કારણે સ્વચ્છન્દપ
વર્તવાને માટે તલસતા હોય છે. સુયોગ્ય આત્માઓને તે
સદ્દગુરૂની પવિત્ર નિશ્રામાં બાલભાવે વર્તવાનું જ પસંદ હો
છે: કારણ કે-એ નિશ્રા દોષનાશિની અને ગુણજનની દ
એમ તેઓ માનતા હોય છે.

સદ્દગુરૂ રૂપ સુરતરૂના ઉપકારને સમજનાર આત્માઓ
મન, સદ્દગુરૂ રૂપ સુરતરૂના સદ્દગુણોની સ્તુતિ, એ સ્વાધ્ય
રૂપ અને આવશ્યક રૂપ હોય, એમાં શંકાને અવકાશ જ નથી
પણ આ વાત સુશિષ્યો અને સુશિષ્યાઓ માટેની જ
જેઓ શિષ્ય બન્યા વિના જ ગુરૂ બનવાની ઇચ્છાવાળાઓ
હોય છે, તેઓ તો પોતાની પ્રશંસામાંથી પરવારે જ શાન
કે જેથી સદ્દગુરૂઓના ગુણસ્તવને કરે? એવાઓ પોતે પોત
નામાં જ એટલા બધા ગુણો હોવાનું માની બેઠા હોય છે કે
જે ગુણોની પ્રશંસા કરવામાંથી તેઓ પરવારતા જ નથી.
કદાચ ફુરસદ મળે તો સદ્દગુરૂઓની પણ નિંદા ન કરે, એ

તેઓ માટે મોટી ગુરૂભક્તિ ગણાય. આવાઓની છાયા પણ સુશિષ્યોએ અને સુશિષ્યાઓએ વર્જવા યોગ્ય છે. સુશિષ્યો અને સુશિષ્યાઓમાં રહેલી કૃતજ્ઞતા જ, તેઓને માટે સદ્‌ગુરૂઓના ગુણસ્તવને સ્વાધ્યાય રૂપ અને આવશ્યક રૂપ બનાવે છે. એવી કૃતજ્ઞતા આવ્યા વિના, કલ્યાણ એ દૂરની વસ્તુ છે. આત્મ-શ્લાઘામાં અને પરનિન્દામાં રાચનારા આત્માઓને માટે કલ્યાણ પ્રાપ્ય જ નથી. એવા આત્માઓ સાચી કૃતજ્ઞતાને ધરનારા હોતા જ નથી અને કૃતજ્ઞતાહીન શિષ્યો અને શિષ્યાઓમાં સદ્‌ગુરૂઓની ગુણસ્તુતિ કરવાનો સદ્‌ગુણ આવવો, એ શક્ય જ નથી.

**રૂક્મિણીની પ્રતિજ્ઞા** :

ધનશેઠની યાનશાલામાં રહેલી સાધ્વીઓમાં કૃતજ્ઞતા ગુણ વિદ્યમાન હતો અને એથી જ એ સાધ્વીઓએ ગુરૂગુણના સ્તવને સ્વાધ્યાય અને આવશ્યક સમો બનાવી દીધો હતો. સાધ્વીઓના મુખે થતી આચાર્યભગવાન શ્રીમદ્ **વજ્રસ્વામિજી** મહારાજાના સૌભાગ્યની સ્તવના, ધનશેઠની પુત્રી **રૂક્મિણી** પણ સાંભળતી. આચાર્યભગવાન શ્રીમદ્ **વજ્રસ્વામિજી** મહારાજની તે તે સૌભાગ્યકથાને સાંભળવાના પરિણામે, તે પર-મર્ષિ પ્રત્યે **રૂક્મિણી** અનુરાગવતી બની. **રૂક્મિણી**નો એ અનુરાગ નિરંતર વૃદ્ધિને પામવા લાગ્યો. પરિણામ એ આવ્યું કે-શ્રીમતી **રૂક્મિણી**એ આચાર્યભગવાન શ્રીમદ્ **વજ્રસ્વામિજી** મહારાજાનેજ પોતાના પતિ તરીકે પોતાના અન્તરમાં સ્થાપિત કરી દીધા. તેણીએ એવી પ્રતિજ્ઞા કરી કે-"શ્રી **વજ્રસ્વામિજી** જો મારા ભર્તા થશે, તો તો હું ભોગોને ભોગવીશ : પણ જો તેઓ મારા ભર્તા નહિ થાય, તો મારે ભોગોએ કરીને સર્યું : કારણ કે-પતિ વિના ભોગો ભોગવવા એનો અર્થ જ શો છે ?"

**રૂક્મિણીની મક્કમતા** :

આ જાતિની પ્રતિજ્ઞાને કરી બેઠેલી **રૂક્મિણી**, તેણીને જે કોઈ વરનારા ઉપસ્થિત થતા હતા, તે સઘળાઓને મુખ

મરકવાની લીલાથી નિષેધતી હતી. **રૂકિમણી** અન્ય કોઈને જ નહિ, પણ આચાર્યભગવાન શ્રીમદ્ **વજ્રસ્વામિજી** મહારાજાને પરણવાને ઇચ્છે છે, એ વાતની સાધ્વીઓને પણ ખબર પડી. સાધ્વીઓએ જ્યારે તેણીની આ દશા જાણી, ત્યારે સાધ્વીઓ પણ આશ્ચર્ય જ પામી. સાધ્વીઓએ તેણીને કહ્યું કે-" ખરેખર, તું તો મુગ્ધા છો : અને એ જ કારણ છે કે-તું પ્રવ્રજિત અને વીતરાગ એવા પણ શ્રી **વજ્રસ્વામિજી**ને વરવાની ઇચ્છાવાળી થઈ છો."

સાધ્વીઓના આ કથનથી શ્રીમતી **રૂકિમણી** ન ગભરાણી કે ન મુંઝાણી. તેણીએ તો એક સતી સ્ત્રી પોતાના પતિને માટે જેવો જવાબ આપે, તેવો જ જવાબ આપ્યો. તેણીએ સાધ્વીઓને કહ્યું કે-"જો શ્રી **વજ્રસ્વામિજી** પ્રવ્રજિત છે, તો હું પણ પ્રવ્રજ્યા ગ્રહણ કરીશ. જે ગતિ તેમની, તે જ ગતિ મારી !"

શ્રીમતી **રૂકિમણી** આચાર્યભગવાન શ્રીમદ્ **વજ્રસ્વામિજી** મહારાજા પ્રતિ રાગિણી બની છે-એ વાત સાચી છે : છતાં ય એનું હૃદય કોઈ જૂદી જ જાતિનું છે. સાધુ બનેલા શ્રી **વજ્રસ્વામિજી** પોતાનો પતિ તરીકે સ્વીકાર કરે તો તેમ અને તેમ ન બને તો પોતે સાધ્વી થવું પણ બીજી રીતિએ તો સંસારને નહિ જ ભોગવવો, આ નિશ્ચય પણ તેણીનો ઘણો જ મજબૂત હતો. આ જ કારણે, તેણીએ બીજી કોઈ પણ વાત નહિ કરતાં, એ જ વાત કરી દીધી કે-'તેઓ પ્રવ્રજિત છે, તો હુંય પ્રવ્રજ્યાનો સ્વીકાર કરીશ. જે તેમની ગતિ, તે જ મારી ગતિ !'

## એ મુનિવરો :

તે પછી, કોઈ એક સમયે, ધર્મદેશના રૂપ પાણીને વરસાવવાને માટે મેઘ સમા આચાર્યભગવાન શ્રીમદ્ **વજ્રસ્વામિજી** મહારાજા પણ વિહાર કરતા કરતા **પાટલીપુત્ર** નામના તે પત્તનમાં પધાર્યા. 'આચાર્યભગવાન શ્રીમદ્ **વજ્રસ્વામિજી** મહારાજા પધારી રહ્યા છે.'-એવા સમાચારને સાંભળીને, તે જ

સમયે પરિવાર સહિત **પાટલીપુત્ર** પત્તનનો પાર્થિવ શ્રેષ્ઠ ઋદ્ધિ સાથે સામે ગયો. રાજાએ સામેથી આમ-તેમ વૃંદભૂત થયેલા અને તપ રૂપ લક્ષ્મીથી શોભતા, શ્રી **વજ્રસ્વામિજી** નામના ઋષિના મુનિવરોને આવતા જોયા. આ સઘળાય મુનિવરો દીપ્તિશાલી, મધુર આકારવાળા, વિકસિત મુખવાળા, પ્રિય બોલનારા, કરૂણારસના સાગર, સમતાને ભજનારા અને મમતા વિનાના હતા.

## મુનિવરો અને તપ:

આચાર્યભગવાન શ્રીમદ્ **વજ્રસ્વામિજી** મહારાજાના મુનિવરોનું આ વર્ણન, કોના મનને મુગ્ધ ન કરે? વિહાર કરીને ચાલ્યા આવતા મુનિવરોને જોઈને રાજાને થયેલો ભાસ, આપણને અનેક વિચારો આપે છે. એ સઘળાય મુનિવરો ઉત્તમ કોટિના જ ભાસે છે. રૂપ અને કાંતિની પ્રાપ્તિ ભલે ભાગ્યોદયને આધીન હોય, પણ તપનું તેજ તો મુનિવરોના શરીર ઉપર ઝગહળવું જ જોઇએ. જે મુનિવરો તપને તાપ રૂપ માનીને તેનાથી દૂર જ રહેતા હોય, તેઓ ભવ્ય જીવોને ધર્મની પ્રાપ્તિનું કારણ કયી રીતિએ બને? બાહ્ય અને અભ્યન્તર તપને તપી રહેલા મહર્ષિઓ, જાતવાળા વિરોધિના પણ મસ્તકને અવનત બનાવ્યા વિના ન જ રહે. અનશન, ઉનોદરતા, વૃત્તિસંક્ષેપ, રસત્યાગ, કાયકલેશ અને સંલીનતા-એ બાહ્ય તપના છ પ્રકારો છે. ઉત્કૃષ્ટ કોટિના અનશન તપને આચરનારાઓ, ઉનોદરતા આદિ બાહ્ય તપોને પણ આરાધનારાઓ જ છે, એમ કહેવામાં લેશ પણ અતિશયોક્તિ નથી. અશન વિના સંયમનો નિર્વાહ આદિ શકય ન હોય, તો ભોજન કરવા છતાંય ઓછો આહાર કરનારા આત્માઓની પણ બલિહારી જ છે. અનશનનો સાચો ઉપાસક અશન કરવું પડે તોય ઉનોદરતા આદિને ચૂકે નહિ. તેમ છતાંય તે અનશન માટે જે સામર્થ્ય નથી ધરાવતો, તે અપેક્ષાએ તેને માટે અનશનની પ્રધાનતા જરૂર ગણાય; પરન્તુ

ઉપવાસ આદિ રૂપ અનશનને આચરનારા આજના ઘણા ખરાઓની દશા એટલી બધી વિલક્ષણ છે કે-તેઓ ભૂખ્યા રહી શકે છે, પણ ખાવા બેઠા પછી ઉણા રહી શકતા નથી: ઉણા રહી શકનારા પણ વૃત્તિનો સંક્ષેપ કરવા જોગી અવસ્થાથી પરાઙ્મુખ હોય છે: અને વૃત્તિનો સંક્ષેપ કરનારા પણ સંક્ષેપ કરતી વેળાએ રસત્યાગની વૃત્તિનો નહિ પણ રસલોલુપ વૃત્તિનો અનુભવ કરાવે છે. આજના બધા જ અનશનને આચરનારાઓ આ જાતિના છે એમ નથી: પરન્તુ મોટો વર્ગ એવો હોવાનું જણાય છે, કે જે વર્ગને જોઈને એમ કહેવું પડે કે–' અમુક જાતિના ક્ષયોપશમ આદિના પ્રતાપે એવાઓમાં ઉપવાસ આદિ કરવાની તાકાત ભલે હોય: પણ ઉનોદરતા, વૃત્તિસંક્ષેપ અને રસત્યાગ તો, એ બીચારાઓને માટે પ્રાયઃ અસાધ્ય જ જણાય છે. ' એ અસાધ્યતાના પ્રતાપે ઉપવાસ, છટ્ઠ અને અટ્ઠમ આદિ વિકૃષ્ટ તપના કરનારા પણ એવાઓ, જ્યારે ઉનોદરતા આદિના અભાવમાં ઘણી જ દયાપાત્ર દશાને ભોગવતા દેખાય છે, ત્યારે દયાથી ભીંજાએલું હૃદય ઉદ્વિગ્ન બને એ અસ્વાભાવિક નથી. ઉપવાસ આદિ તપને ઠીક ઠીક પ્રમાણમાં તપનારા પુણ્યશાલિઓ, જ્યારે ઉત્તર પારણે અને પારણે આકંઠ અને અકળામણ-તે પણ કારમા પ્રકારની–થાય એવા પ્રકારથી ભોજન કરતા દેખાય, ત્યારે એવાઓને માટે ઉનોદરતા તપની પ્રધાનતાને વર્ણવવી, એ ખૂબ જ આવશ્યક થઈ પડે છે અને એ વર્ણન જ એવા આત્માઓને જો ભાગ્યશાલી હોય તો જાગૃતિ કરાવનાર નિવડે. ભોજનને પચાવવાની દવાઓ લઈ-લઈને પણ ખૂબ ખાનારા અને આળોટી–આળોટીને ભોજનના દિવસોને પસાર કરનારા-ઓને માટે, દ્રવ્ય ઉનોદરતાની પ્રધાનતાને દર્શાવનારાં વર્ણનો ખૂબ જ જરૂરી છે. જો ભાવથી ઉનોદરતાની વાત વિચારીએ, તો વર્ષો સુધી સંલેખના કરીને તૈયાર થયેલા કષાયયુક્ત મુનિને અનશનની મના કરી છે, એ વાત ખાસ યાદ રાખવા જેવી છે. અંતિમ કાળનાં અનશનોને આરાધવાને માટે, એ ઉનોદર-

તાની ખૂબ જ પ્રધાનતા છે. આવી જ દશા, વૃત્તિસંક્ષેપ અને રસત્યાગના સંબંધમાં પણ સમજવા જેવી છે. ઉપવાસ આદિ કરવા છતાં પણ, વૃત્તિસંક્ષેપ અને રસત્યાગના સંબંધમાં સમજુઓને પણ દુર્ભાવ પેદા કરાવે એવી દશા હોય, તો તેવાઓ આગળ ઉનોદરતાની માફક વૃત્તિસંક્ષેપ અને રસત્યાગની પણ પ્રધાનતાને વર્ણવવી જરૂરી થઈ પડે છે. વૃત્તિસંક્ષેપ અને રસત્યાગના અભાવમાં કદી કદી ઉપવાસ આદિ પણ નિંદાય છે. ઉપવાસ આદિ રૂપ અનશન આદિના કરનારા, પણ શરીરના મમત્વથી ઓતપ્રોત થયેલાઓ, કાયક્લેશ અને સંલીનતાના સંબંધમાં ઘણા જ કાયર હોય છે. આવાઓ સામે તે તે તપોની પ્રધાનતાને વર્ણવવામાં જ માર્ગાનુસારી ઉપદેશકતા છે.

## પાપના ડર આદિની આવશ્યકતા:

આ બાહ્ય તપો અને પ્રાયશ્ચિત્ત આદિ અભ્યંતર તપો, એ ખરેખર મુનિવરોના સંયમને ઉજ્જવલ બનાવનારા છે. આ બાર પ્રકારના તપોની યથાશકિત ઉલ્લાસપૂર્વક આરાધના કરનારા મુનિવરો, ખરે જ તપસ્તેજથી સુંદર પ્રકારની દીપ્તિના ધારક બની શકે છે.

બાહ્ય તપોની આરાધના સાથે અભ્યંતર તપોમાં રમવા માટે, પાપનો ડર તેમજ થયેલા પાપની શુદ્ધિ માટેની ખૂબ જ આતુરતા જોઈએ. થઈ ગયેલ પાપની શુદ્ધિને ઇચ્છતા એવા આત્માઓને માટે નમ્રતા પણ જોઈએ: એટલું જ નહિ, પણ નમ્રતાની સાથે ભક્તિ, શ્રુતની પ્રાપ્તિ આદિનો અભિલાષ, કાયા પ્રત્યેનો પણ તીવ્ર વિરાગ અને સુન્દર વિચારોમાં જ આનંદ, આવું આવું પણ ઘણું જ જોઈએ. આવી ઉમદામાં ઉમદા દશાને ધરનારા મુનિવરો, કદાચ સુરૂપસંપન્ન ન પણ હોય અને તેવા પ્રકારના આકર્ષક આકારને ધરનારા પણ ન હોય, તે છતાં ય તેમની આંતરિક ઉત્તમતાઓના પ્રતાપે તેઓ મધુર આકારવાળા અને વિકસિત મુખવાળા હોવા, એમાં સહજ પણ અસંભવિત નથી. હૃદયની ઉમદા વૃત્તિ, આકારથી મધુર અને

મુખથી વિકસિત બનાવવામાં ઘણો અગત્યનો ભાગ ભજવે છે. હૃદયની ઉમદા વૃત્તિના અભાવમાં, આકારની મધુરતા અને મુખની વિકસિતતા, એ દમ્ભાદિનું જ પરિણામ હોઈ શકે છે. દમ્ભાદિથી આણેલી મધુરતા અને મુખની વિકસિતતા, જોનાર જો ચતુર હોય તો, તેના અંતરમાં અસદ્ભાવને જ જન્માવનાર નિવડે છે. મુનિવરોમાં તો આકારની મધુરતા અને મુખની વિકસિતતા એવી જોઈએ, કે જેથી જોનાર જો યોગ્ય હોય, તો તેનો આત્મા મુનિભાવનો અર્થી બની જાય.

## મમતા આદિથી ભરેલા સાધુઓ :

અભ્યાખ્યાન અને પરપરિવાદ આદિ ભયંકર કોટિનાં પાપસ્થાનોના આસેવનથી સર્વથા અલિપ્ત રહેનારા મુનિવરો જ, સાચા પ્રિયંવદ બની શકે છે. શુદ્ધ ઇર્યાસમિતિના ઉપયોગપૂર્વક ચાલનારા અને ભાષાસમિતિના ઉપયોગપૂર્વક જ બોલનારા મુનિવરો, એ સાચે જ મધુરબોલા હોય છે. આવા આત્માઓ જ, સાચા કરૂણાના સાગર હોય છે. આ સઘળી અનુપમ દશાઓને પામવાને માટે, મમતાના અભાવની અને સમતાના સદ્ભાવની ખૂબ જ આવશ્યકતા છે. આવા જ સાધુઓ સદાય ગણના અલંકાર રૂપ છે. મમતાથી ભરેલા, સમતાથી પરવારેલા, કરૂણારસનો અભાવ દર્શાવે એવી પ્રવૃત્તિઓના કરનારા, વિકથાઓના રસિયા અને નિંદા આદિમાં શૂરા–પૂરા તેમ જ એ જ કારણે વિકૃત મુખવાળા અને આકારમાં ભયંકર તથા તપસ્તેજથી રહિત એવા મુનિઓ, એ ગણને કલહ આદિથી કલંકિત કરનારા હોઈને, ગણને માટે પણ શ્રાપ રૂપ છે. એવા મુનિઓના ગુરૂનો પણ તે પૂરતો પૂર્ણ પાપોદય જ ગણી શકાય. એવા ગણના આચાર્યની પણ સદ્ગતિ દુર્લભ થઈ જાય છે.

## રાજાની મુંઝવણ :

પરન્તુ આચાર્યભગવાન શ્રીમદ્ **વજ્રસ્વામિજી** મહારાજા જેવા મહાપુરૂષોના ગણના સાધુઓ, રાજાએ જેવા જોયા તેવા

જ હોય, એ તદ્દન સ્વાભાવિક છે. અનુપમ કોટિના ગણનાયકનો ગણ ગુણગણનો ભંડાર હોય, એમાં આશ્ચર્ય નથી. સમર્થ કોટિના એ ગણનાયકના ગુણગણસંપન્ન મુનિવરોને જોઈને, રાજા મુંઝાઈ જાય છે કે–"આમાં ગણનાયક એવા ભગવાન શ્રી **વજ્રસ્વામિજી** કોણ? હું તો એ જાણતો નથી અને પ્રથમ વન્દન મારે તેમને જ કરવું જોઈએ, તો મારે કરવું શું?"

જો કે–સર્વ મુનિવરોને દ્યુતિશાલિતા આદિથી સુસંપન્ન જોઈને અને ગણનાયક આચાર્યભગવાનને પ્રથમ વન્દન કરવાને ઇચ્છતા હોવા છતાં પણ ગણનાયક આચાર્યભગવાનને નહિ પિછાણતા એવા રાજાને, આવી મુંઝવણ થવી એ સહજ છે : પરન્તુ એ વાત સાથે જ ધ્યાનમાં રાખવાની છે કે–રાજાએ હજુ આચાર્ય-ભગવાન શ્રીમદ્ **વજ્રસ્વામિજી** મહારાજાને જોયા જ નથી અને આચાર્યભગવાને પણ પોતાનું રૂપ સંક્ષેપી લીધેલું છે.

**સ૦** કેમ એમ?

એનો ખૂલાસો આગળ આવવાનો છે.

**મુનિવરોની વિનયશીલતા :**

રાજાએ ક્ષણભર મુંઝવણનો અનુભવ કર્યો, પણ પછી તો મુંઝવણને ટાળવાનો જ માર્ગ સ્વીકાર્યો. આચાર્યભગવાન શ્રીમદ્ **વજ્રસ્વામિજી** મહારાજાના શિષ્યોને રાજાએ વિનયથી પૂછવા માંડ્યું કે–'આચાર્યભગવાન શ્રીમદ્ **વજ્રસ્વામિજી** મહારાજા આ છે?' વળી પૂછ્યું કે–'આચાર્યભગવાન શ્રીમદ્ **વજ્રસ્વામિજી** મહારાજા તે છે?' વળી પૂછ્યું કે–'આચાર્યભગવાન શ્રીમદ્ **વજ્ર-સ્વામિજી** મહારાજા પેલા છે?' આ રીતિએ રાજાએ કલ્પના કરી–કરીને જૂદા જૂદા મુનિવરોને ઉદ્દેશીને, આચાર્યભગવાનના સંબંધમાં, મુનિવરોને પૂછવા માંડ્યું.

મુનિવરોએ કહ્યું કે–'અમે તો પરમ ઉપકારી શ્રી **વજ્ર-સ્વામિજી** મહારાજાના શિષ્યો છીએ. એ મહર્ષિ તરીકે અમને ધારો નહિ. ક્યાં સૂર્ય સમાન આચાર્યભગવાન અને ક્યાં ખદ્યોત સમાન અમે?'

મુનિવરોનો આ જાતિનો ઉત્તર પણ, એ મહાત્માઓની વિનયશીલતાનો સૂચક છે. એક રાજાની સમીપે પોતાના તારક ગુરૂદેવને સૂર્ય સમાન જણાવીને, એ તારકની અપેક્ષાએ પોતાની જાતને ખજવા તરીકે ઓળખાવવી, એ નાની-સૂની વસ્તુ નથી. સદ્ગુરૂઓની છાયામાં સ્વપર-હિતની સાધના કરવામાં રત રહેનારા મુનિવરોને માટે આ વસ્તુ જેમ તદ્દન સ્વાભાવિક છે, તેમ આજના કેટલાક ઉદ્દંડ અને ઘમંડી સાધુઓને માટે આશ્ચર્યકારક પણ છે. આજે કેટલાકો એવા પણ છે, કે જેઓ પોતાના પરમ તારક ગુરૂદેવ કરતાં પણ પોતાને ગુણાધિક માને છે અને સામાન્ય પણ શ્રાવકો આદિની પાસે એ માન્યતા વ્યક્ત કર્યા વિના તો તેઓને ચેન પણ પડતું નથી. અમુક અમુક શક્તિઓ શિષ્યોમાં ગુરૂ કરતાં પણ અધિક હોવી, એ કાંઈ અસંભવિત વસ્તુ નથી : પરન્તુ એવી શક્તિઓને પામેલાઓએ તો સવિશેષ વિનયશીલતા કેળવવી જોઈએ. સાચી વિનયશીલતાના અભાવે તો, તારક નિવડવાને લાયક શક્તિઓ પણ અધઃપાતનું કારણ બને છે, જ્યારે સાચી વિનયશીલતા દ્વારા શક્તિઓનો સુન્દર ઉપયોગ સાધી શકાય છે.

## આચાર્યભગવાનનું દર્શન અને દેશના :

અહીં તો સર્વ મુનિવૃન્દોને પૂછતાં પૂછતાં રાજા આગળ વધી રહ્યા છે. એ રીતિએ આગળ વધી રહેલા રાજાએ, મોહ રૂપ પર્વતને ભેદવાને માટે વજ્ર સમાન આચાર્યભગવાન શ્રીમદ્ **વજ્રસ્વામિજીને** ગણની પાછળ રહેલા જોયા. એ તારકનાં દર્શન થતાંની સાથે જ, રાજાનું હૈયું હર્ષથી ઉભરાયું અને મસ્તક વિનયથી ઝુકયું. પોતાના મુકુટમાં જડેલાં રત્નોનાં કિરણો રૂપ પાણીથી, આચાર્યભગવાન શ્રીમદ્ **વજ્રસ્વામિજી** મહારાજાના પાદોને જાણે કે સ્નાન કરાવતા હોય તેમ, રાજાએ ભટ્ટારક શ્રી **વજ્રસ્વામિજી** મહારાજાને વન્દન કર્યું. આ રીતિએ રાજાએ નિકટમાં આવીને અને અત્યન્ત નમીને વન્દન કર્યા બાદ,

આચાર્યભગવાન શ્રીમદ્ **વજ્રસ્વામિજી** મહારાજા પણ ઉદ્યાનમાં એક વૃક્ષની છાયામાં વિરાજ્યા. નિષદ્યા ઉપર વિરાજમાન થએલા આચાર્યભગવાનના પાદોનું રાજાએ સુગન્ધવાળા યક્ષકર્દમ દ્વારા અર્ચન કર્યું. આ પછી આચાર્યભગવાને પણ સુધા સમાન મધુર વાણીથી દેશના દીધી. સુધા સમાન મધુર વાણીથી પણ દેવાએલી એ દેશના, મોહ રૂપ અન્ધકારનો નાશ કરવાને માટે તો, દીપિકા સમાન જ હતી.

## અયોગ્યતાથી મીઠી પણ કડવી લાગે :

શ્રી જૈનશાસનના મુનિવરોની દેશના, મધુર વાણીએ યુક્ત હોવા છતાં પણ, તે મોહ રૂપ અન્ધકારને તો ભેદનારી જ હોય છે; અને એ જ કારણે, અતિ મોહાધીન એવા અજ્ઞાન આત્માઓને દેશનાની મીઠાશ પણ કડવાશ રૂપ લાગે છે. સાચી ધર્મદેશનામાં કડવાશ હોવી એ સંભવિત નથી, પરન્તુ જ્વરથી પીડાતા માણસને મીઠાઈ પણ જેમ કડવી લાગે છે, તેમ અતિ મોહાધીન આત્માઓને મીઠી પણ દેશના કડવી લાગે છે. પરન્તુ એમાં આશ્ચર્ય પામવા જેવું કાંઈ જ નથી. આપણને જે શાસન પરમ ઉપકારક લાગે છે, તે જ શાસન ગાઢ મિથ્યાત્વથી રીબાતા આત્માઓને માટે અત્યન્ત અરૂચિકર નિવડે છે. એવા પણ ગાઢ મિથ્યાત્વવાળા આત્માઓ હતા અને છે, કે જેઓ શ્રી જૈન-શાસનના પરમ ઉપાસક અને પ્રચારક મહાત્માઓ તરફ ખૂબ જ મત્સર ભાવવાળા હતા અને છે. મહાત્માઓ ઉત્તમ ચારિત્રને ધરનારા હોય અને ઉપદેશ પણ યુક્તિસંગત તેમજ એકાન્ત ઉપકારક હોય, તે છતાં પણ એ મહાત્માઓને અને એ મહાત્માઓના ઉપદેશને નિન્દનારા, પૂર્વકાળમાં પણ હતા અને વર્તમાન કાળમાં પણ છે. આથી સ્પષ્ટ થાય છે કે–શ્રી જિનાજ્ઞાને અનુસરતી દેશનાની મીઠાશ મીઠાશ રૂપ લાગવાને માટે પણ યોગ્યતા જોઈએ છે. તેવી યોગ્યતાના અભાવે અને કારમી અયોગ્યતાના સદ્ભાવે, મીઠી પણ ધર્મદેશના કડવી લાગે, તો એમાં નવાઈ પામવા જેવું કાંઈ જ નથી.

## મીઠાશ અને કડવાશનું માપ પરિણામની અપેક્ષાએ:

જેવી રીતિએ શ્રોતાઓ અયોગ્ય હોઈ શકે છે, તેવી રીતિએ ઉપદેશકો પણ અયોગ્ય હોઈ શકે છે. ધર્મોપદેશક બની બેઠેલા કેટલાકો એવા પણ હોય છે, કે જેઓ કેવળ વાણીમાધુર્યને વળગે છે, પણ ધર્મદેશના દ્વારા મોહ રૂપ અન્ધકાર નાશ પામવો જોઈએ, એ વાતને ભૂલી જાય છે. વાણીના માધુર્યને જાળવવાને માટે તેવાઓ એવો પણ ઉપદેશ આપે છે, કે જે ઉપદેશ શ્રોતાઓના મોહ રૂપ અન્ધકારનો નાશક હોવાને બદલે, તેને વધારનારો જ હોય. એ જાતિની મધુર પણ વાણી, તત્ત્વથી તો કડવી જ વાણી છે—એ ખ્યાલ તો સુવિવેકી શ્રોતાઓ આદિને જ આવી શકે છે. એવાં પણ મીઠાં ફળો હોય છે, કે જે ફળો ખાવામાં અત્યન્ત સ્વાદિષ્ટ લાગે, પણ પરિણામે ખાનારના પ્રાણને હરે. એ મીઠાશ વખાણવા જેવી ગણાય?

સ૦ નહિ જ.

એ જ રીતિએ મોહને પોષનારી અને મોહાધીનતાને વધારનારી વાણીની મીઠાશ વખાણવા જેવી નથી. કેટલીક વસ્તુઓ સ્વાદમાં કડવી હોવા છતાં પણ, ખાનારને ફાયદો કરનારી હોય છે. આવી વસ્તુઓ કડવી હોવા છતાં પણ પરિણામની અપેક્ષાએ મીઠી છે. મીઠાશ અને કડવાશનું માપ પરિણામની અપેક્ષા રાખીને કાઢતાં શીખો. આજે તો કેટલાક શ્રીમન્તો ધર્મગુરૂઓની પાસે પણ પોતાનાં વખાણ કરાવવાને આવે છે. સદ્ગુરૂઓ એવાઓનાં વખાણ ન કરે, પણ અવસર પામીને મોહને મારવાનું સૂચવે, એટલે યોગ્યતા ન હોય તો એવાઓને એમ જ લાગે કે—'આ મહારાજની જીભ બહુ કડવી.' પણ એ બીચારા એટલુંય ન સમજે કે—'મારૂં પોતાનું જ હૈયું કડવું છે.' આવાને માનભૂખ્યા વેષધારિઓ ગમે. એવા વેષધારિઓને એ વખાણે અને વેષધારિઓ પણ પેલાને વખાણે—એટલે બેયનું કામ તો ચાલે, પણ પરિણામે બેય ડૂબે.

## મોહને પોષનારૂં વાણીમાધુર્ય નહિ જોઈએ :

શ્રી વીતરાગ-શાસનના ધર્મદેશક બનવા છતાં પણ, જેઓ મોહની નાશક દેશના દેવાને બદલે મોહની પોષક દેશના દેવાને તત્પર બને છે, તેઓ આપોઆપ જ શ્રી જૈનશાસનથી બહિષ્કૃત થઈ જાય છે. શ્રી જૈનશાસનનો ધર્મદેશક અને મોહનો પોષક-એ વાત જ અસંભવિત છે. આ વાત સંભવિત બનેલી જણાતી હોય, તો તે સાચા મુનિવરથી નહિ, પણ મુનિવેષમાં રહેવા છતાં પણ મુનિભાવથી અળગા રહેલા વેષધારિના જ પ્રતાપથી છે, એમ સમજવું જોઈએ. શ્રી જૈનશાસનના મુનિભાવને પામવો અને ટકાવવો, એ રમત વાત નથી. લોકહેરીમાં પડેલાઓ, માન-પાનના અર્થી બનેલાઓ, જાતપ્રભાવનાના પૂજારીઓ અને પૌદ્ગલિક અભિલાષાઓને પરવશ બનેલાઓ, ધર્મદેશના દેવાને માટે ઉદ્યમશીલ બનવા છતાં પણ, અધર્મદેશનાના દેનારા બને તે સ્વાભાવિક જ છે. એવાઓની દૃષ્ટિ શ્રોતાઓ આદિની પ્રશંસા પ્રાપ્ત કરવાની હોય છે, પણ શ્રોતાઓ આદિને મોહમુક્ત બનાવવાની એવાઓની દૃષ્ટિ હોતી નથી. પોતાના કે શ્રોતાઓ આદિના આત્માનું હિત સધાય છે કે હણાય છે, એ વિચારને કોરાણે મૂકીને-'હું ધારૂં છું તે થાય છે કે નહિ?'-એને જ જોયા કરનારાઓ, એ સાચા ધર્મોપદેશકો જ નથી. એવાઓ વાણીની મીઠાશના નામે સુવિહિત મુનિવરોની પ્રવૃત્તિને નિન્દનારા આદિ પણ હોય છે, કારણકે-વાણીનું વાસ્તવિક માધુર્ય કોને કહેવાય, એની જ તેઓને ગમ હોતી નથી. જે વાણીમાધુર્ય સ્વપરના હિતનું સંહારક હોય, તે વાણીમાધુર્ય તત્ત્વથી વાણીમાધુર્ય જ નથી : તાત્ત્વિક દૃષ્ટિએ તો, એના જેવી વાણીની બીજી કોઈ કડવાશ જ નથી : પણ આ વસ્તુને સમજનારા યોગ્ય આત્માઓ થોડા જ હોય છે.

## રાજાના ચિત્તનું હરણ :

અહીં તો ક્ષીરાસ્રવલબ્ધિસંપન્ન આચાર્યભગવાન શ્રીમદ્

**વજ્રસ્વામિજી** મહારાજાએ, પોતાની સુધા સમાન મધુર વાણી દ્વારા, મોહ રૂપ અન્ધકારનો નાશ કરવાને માટે દીપિકા સમાન ધર્મદેશનાને સંભળાવી. એ ધર્મદેશનાને સાંભળીને રાજા ખૂબ જ તોષ પામ્યા. એ ધર્મદેશનાએ ભાગ્યવાન એવા તે રાજાના ચિત્તને અતિશય હરી લીધું. આથી ધર્મદેશના પૂર્ણ થતાં, રાજા આચાર્યભગવાનને નમસ્કાર કરીને પોતાના સદને ગયા અને તરત જ અન્તઃપુરમાં રહેલી પોતાની રાણીઓને કહ્યું કે–" આજ તો મેં ધર્મદેશના રૂપ ક્ષીરના સાગર સમાન આચાર્યભગવાન શ્રીમદ્ **વજ્રસ્વામિજી** મહારાજા, કે જેઓ આપણા નગરના બહારના ઉદ્યાનમાં આવાસ કરીને રહ્યા છે, તેમને વંદન કર્યું. શું એમનું રૂપ ? શું એમનો ઉપદેશ ? એ તારકને મેં વન્દન કર્યું, એથી મારાં ગાત્રો કૃતાર્થતાને પામ્યાં : એ તારકનાં મેં દર્શન કર્યાં, એથી મારી આંખો કૃતાર્થતાને પામી : અને એ તારકે ફરમાવેલા ધર્મને મેં સાંભળ્યો, એથી મારા કાન કૃતાર્થપણાને પામ્યા. હું તો મારા દિવસ તરીકે દિવસને આજે જ માનું છું, કે જે દિવસે જ્ઞાનસૂર્ય એવા શ્રી **વજ્રસ્વામિજી** નામના આ પરમર્ષિનું મને દર્શન થયું. શ્રી **વજ્રમુનિવરના** દર્શન માત્રથી પણ હું મને ધન્ય માનું છું, તો પછી તેઓશ્રીના શ્રીમુખે શ્રી અરિહંત પરમાત્માએ ફરમાવેલા ધર્મને મેં સાંભળ્યો, એને માટે તો કહેવું જ શું ?"

રાજાએ કરેલી આ પ્રશંસા, જેમ આચાર્યભગવાન શ્રીમદ્ **વજ્રસ્વામિજી** મહારાજાની અનુપમ શક્તિનો ખ્યાલ આપનારી છે, તેમ રાજામાં રહેલી સુન્દર યોગ્યતાનો પણ ખ્યાલ આપનારી છે. રાજાનું મન કેટલું બધું હરાઈ ગયું છે, તેની રાજાના આ કથન દ્વારા પણ કલ્પના થઈ શકે તેમ છે. ગાત્રો દ્વારા ઘણું કર્યું, નેત્રો દ્વારા ઘણું જોયું અને કાનો દ્વારા ઘણું સાંભળ્યું, પણ એથી ન ગાત્રો કૃતાર્થ થયાં, ન નેત્રો કૃતાર્થ થયાં કે ન કાન કૃતાર્થ થયા : ગાત્રોની, નેત્રોની અને કાનોની

કૃતાર્થતા તો આજે જ સધાઈ: કારણ કે–જ્ઞાનસૂર્ય એવા મહર્ષિ શ્રી **વજ્રસ્વામિજી**ને વન્દન કર્યું, એ તારકનું દર્શન કર્યું અને એ તારકના શ્રીમુખે આર્હત ધર્મનું શ્રવણ કર્યું. આજ સુધી વીતાવેલા દિવસો પણ રાત્રિ જેવા જ હતા: કારણ કે–જ્ઞાનસૂર્ય એવા શ્રી **વજ્રર્ષિ**નું દર્શન થયું નહોતું. ખરેખર, જેમનું દર્શન પણ ધન્ય બનાવનારૂં છે, તેમના શ્રીમુખે ધર્મ સાંભળવાને મળે, એ તો પરમ ધન્યતા જ ગણાય. એક મહર્ષિને જોઈને, તેમને વન્દન કરીને અને તેમની પાસેથી ધર્મને સાંભળીને આ જાતિની બુદ્ધિ થવી, એ તે આત્માની લઘુકર્મિતાને જ સૂચવે છે. હૃદયમાં પરમ આનન્દ અને પરમ ભક્તિ પ્રગટ્યા વિના, આવા ઉદ્ગારો નીકળે નહિ અને યોગ્યતા વિના હૈયામાં આવો આનન્દ અને આવી ભક્તિ પ્રગટે નહિ.

રાજા માત્ર પ્રશંસા કરીને જ અટક્યા નથી, પણ આચાર્યભગવાન શ્રીમદ્ **વજ્રસ્વામિજી** મહારાજાના દર્શને જવાનું પણ રાજાએ રાણીઓને કહ્યું છે. "તમે પણ એ મહર્ષિનાં દર્શન કરી લો, એ યોગ્ય છે: માટે તરત જ જાઓ: કારણ કે–પવનની જેમ ઋષિઓ એક સ્થાને રહેનારા હોતા નથી."–રાજાની આવી આજ્ઞાને સાંભળીને, રાણીઓએ પણ કહ્યું કે–"અમે સ્વયં પણ એ મહાત્માને વન્દન કરવાની અભિલાષાવાળી હતી. એમાં આપની આજ્ઞા થઈ, એટલે તો તરસ્યાંઓને નદી મળવા જેવું થયું." માણસ તરસ્યો હોય અને નદી મળી જાય, તો એને કેટલો બધો આનન્દ થાય?

**સ૦ ઘણો જ.**

રાણીઓને પણ એવો જ આનન્દ થયો. અત્યન્ત આનન્દને પામેલી રાણીઓ, રાજાની અનુજ્ઞાથી વાહનમાં આરૂઢ થઈને, આચાર્યભગવાન શ્રીમદ્ **વજ્રસ્વામિજી** મહારાજાથી વિભૂષિત એવા ઉદ્યાનમાં ગઈ.

આચાર્યભગવાન શ્રીમદ્ **વજ્રસ્વામિજી** મહારાજાનું

આકર્ષણ કેટલું જબ્બર અને કેવું વિશિષ્ટ કોટિનું હશે, એ પણ આ વૃત્તાન્ત ઉપરથી સમજી શકાય તેમ છે.

## રૂકિમણીની ચિન્તવના અને પિતાને વિનતિ:

હવે આચાર્યભગવાન શ્રીમદ્ **વજ્રસ્વામિજી** મહારાજાની, સાધ્વીઓ દ્વારા તે તે સૌભાગ્યકથાઓને સાંભળીને, એ પરમર્ષિ પ્રત્યે રાગવાળી બનેલી અને 'પરણું તો તેમને જ પરણું પણ અન્યને નહિ જ.'–એવી પ્રતિજ્ઞાને કરી ચૂકેલી, ધનશેઠની પુત્રી શ્રીમતી **રૂકિમણી**ની વાત આવે છે. લોકમુખે તેણીએ પણ પરમર્ષિ શ્રી **વજ્રસ્વામિજી** મહારાજાના આગમનની વાત સાંભળી. એ વાત સાંભળતાંની સાથે જ, તેણીની અભિલાષા બલવતી બની ગઈ. યોગિની જેમ આત્માને ચિન્તવતી રહે, તેમ તે **રૂકિમણી** પણ, પરમર્ષિ શ્રી **વજ્રસ્વામિજી** મહારાજાની ચિન્તવના કરવામાં જ સમયને પસાર કરવા લાગી. એ ચિન્તવનામાં ને ચિન્તવનામાં તેણીએ આખો દિવસ પસાર કરી દીધો, પણ તેણીએ જોયું કે–માત્ર ચિન્તવના કર્યે તો કાંઈ જ નહિ વળે. વળી તેણીએ એવો પણ વિચાર કર્યો કે—"જો હું શરમમાં રહીને પિતાજીને નહિ કહું, તો પિતાજી પણ કાંઈ કરશે નહિ, શ્રી **વજ્રસ્વામિજી** ક્યાંક પણ ચાલ્યા જશે અને મારે ચિન્તા રૂપી ચીતામાં જ સળગ્યા કરવાનું રહેશે."

આથી તેણીએ, બીજે દિવસે ખૂબ સંકોચથી પણ સ્પષ્ટતાથી, પોતાના પિતા ધનશેઠને કહ્યું કે–"જેમને વરવાની હું સદાય ઇચ્છા કર્યા કરું છું, તે શ્રી **વજ્રસ્વામિજી** અહીં પધાર્યા છે, તો આપ મને શ્રી **વજ્ર**કુમારને આપો : અન્યથા, મારે માટે મરણ એ જ શરણ છે. પિતાજી! પત્થર ઉપરની રેખા જેમ ભૂંસી ભૂંસાતી નથી, તેમ મારું આ કથન પણ અન્યથા થવાનું નથી. હું જાણું છું કે-કુલીન કન્યાઓને માટે લજ્જા એ પણ એક સખી છે : આમ છતાં પણ, મારી તે લજ્જાસખીને તજીને હું આપને આમ કહું છું; તેનું એ જ

એક કારણ છે કે- એ મારા પુણ્યોએ જ અહીં પધાર્યા છે. તેઓ પ્રાયઃ રોકાવાના સ્વભાવવાળા નથી અને જો આજે જ તેઓ અહીંથી ચાલ્યા જાય, તો શી ખબર કે–ઉડી ગયેલા પક્ષીની માફક તેઓ ક્યારે ય પાછા પધારે ? આ કારણથી, હે પિતાજી ! આપ વિલમ્બ ન કરો અને મને શ્રી **વજ્રસ્વામિજી**ને આપો ! ચિરકાલના કુમારપણાના પ્રતાપે દીન બનેલી મને જોઈને, શું આપને દુઃખ નથી થતું ? ”

## ધન આદિથી નહિ મુંઝાનારા આત્માઓ વિશ્વમાં વિરલ જ હોય છે :

નિરંતર લજ્જાને ધરનારી અને અકુલીન આચરણાઓથી પર રહેનારી પુત્રીનો આવો આગ્રહ, પિતાને પણ તેણીનું કહ્યું કરવાને પ્રેરે તે સહજ છે. શ્રીમતી **રૂક્મિણી**ના અતિ આગ્રહથી **ધનશેઠ** પણ તેણીને પરમર્ષિ શ્રી **વજ્રસ્વામિજી** મહારાજાને દેવાને માટે તૈયાર થયા. શ્રીમતી **રૂક્મિણી**ને વિવાહને યોગ્ય અલંકારો પહેરવાની તેમણે આજ્ઞા ફરમાવી અને તેવા અલંકારોથી ભૂષિતા બનેલી તેણીને લઈને **ધનશેઠ** તરત જ પરમર્ષિ શ્રી **વજ્રસ્વામિજી** મહારાજા પાસે જવાને નીકળ્યા. સાથે **ધનશેઠે** અનેક ધનકોટિઓ પણ લીધી : કારણ કે–આ ધનકોટિઓને જોઈને પરમર્ષિ શ્રી **વજ્રસ્વામિજી** મહારાજા લોભાશે, એવી તેમની કલ્પના હતી.

સંસારી આત્માઓની મનોદશાનું, આ પણ એક પ્રતિક છે. ધન આદિમાં સર્વસ્વ માનનારાઓની, પ્રાયઃ એવી માન્યતા હોય છે કે–“ ધન આદિ તો સૌને મુંઝવે જ. ગમે તેવો માણુસ હોય, પણ લક્ષ્મી આદિને જોતાં ચળ્યા વિના રહે નહિ. ” વાત પણ ખરી છે કે–ધનના ઢગલાઓ ધરવામાં આવે અને સાથે બીજી પણ મનોહર ગણાય તેવી પૌદ્‌ગલિક સામગ્રી ધરવામાં આવે, તેવા સમયે નહિ મુંઝાનારા આત્માઓ આ વિશ્વમાં વિરલ જ હોય છે. સાચા ત્યાગી અને સાચા નિર્લોભી આત્માઓની સંખ્યા સદાય અલ્પ હોવાના કારણે, દુનિયાના

જીવોને એમ લાગે કે-'લક્ષ્મી આદિને જોઇને મુનિઓનાં મન પણ ચળે '-એ અસ્વાભાવિક નથી. એ વાત પણ ધ્યાનમાં રાખવા જેવી છે કે-સામાની મનોદશા વિષેની કલ્પના કરવામાં, પોતાની મનોદશા પણ ઘણો અગત્યનો ભાગ ભજવે છે. કેટલાક આત્માઓ ધનના અત્યંત લોભી અને કૃપણ હોય છે, એ કારણે પણ તેઓ સર્વત્ર ધનલોલુપતા હોવાનું માની લે છે. સાચા ત્યાગી અને નિઃસ્પૃહી મુનિવરોને માટે પણ, અયોગ્ય શ્રીમંતો એમ માની લે છે કે-'અમારૂં ધન પોતાનાં કાર્યોમાં વપરાવવું છે, એ માટે જ અમને બોલાવે છે અગર ઉપદેશ આપે છે.' ખરેખર, તેમને આવી મનોદશાવાળા જાણ્યા પછી તો, સદ્દગુરૂઓ તેમની પ્રત્યે પણ દયાવાળા હોવા છતાં ઉપેક્ષાવાળા બને છે અને એ ઉપેક્ષા જ પેલાઓમાં કાંઇક યોગ્યતા હોય છે, તો થોડા પણ પ્રમાણમાં સારા માર્ગે ધનવ્યય કરાવનારી નિવડે છે. એ પણ ચોક્કસ છે કે-ધનકોટિઓની સાથે **રૂક્મિણી** જેવી સ્વરૂપવતી કન્યા કોઇ દેવા આવે, ત્યારે પણ વિરાગને અને ત્યાગને અખંડિત રીતિએ જાળવી રાખવાનું કાર્ય, મુનિભાવમાં રમતા મુનિવરોને માટે જ શક્ય છે. મુનિવેષને ધરવા છતાં પણ પૌદ્દગલિક અભિલાષાઓથી પીડાનારાઓ, આવા સંયોગોમાં શું કરી બેસે, તે કહી શકાય નહિ. કેટલીક વાર એમ પણ બને છે કે-તેવો અશુભોદય બરાબર આવી લાગ્યો હોય અને આવું નિમિત્ત મળી જાય, તો ઉત્તમ પણ આત્મા એક વાર તો પતન પામી જાય. આ કારણે, સંયમના અર્થી આત્માઓએ તો જેમ બને તેમ પૌદ્દગલિક સુખની અભિલાષાને જગવનારાં નિમિત્તોથી પણ પર રહેવાનો જ પ્રયત્ન કરવો જોઈએ.

## શ્રી વજ્રસ્વામિજી મહારાજાના રૂપદર્શનથી અંજાએલો નગરલોક:

અહીં તો **ધનશેઠ રૂક્મિણી** અને ધનકોટિઓની સાથે આચાર્યભગવાન શ્રીમદ્ **વજ્રસ્વામિજી** મહારાજાની પાસે આવી

પહોંચ્યા. એ વખતે આચાર્યભગવાનની દેશના ચાલતી હતી. આજ તો એ આચાર્યભગવાન તેજઃપુંજ જેવા લાગતા હતા. એવું બન્યું હતું કે-'મારા રૂપને જોઇને નગરજનો ક્ષોભને પામશે.'-એ વિચારથી, આચાર્યભગવાને, નગરજનો ક્ષોભ ન પામે એ હેતુથી પોતાના રૂપને સંક્ષેપી લીધું હતું : પણ આચાર્યભગવાને પોતાનું રૂપ સંક્ષેપી લીધું છે, એની લોકને ખબર નહિ હતી : આથી આગલે દિવસે જે વખતે ધર્મદેશના ચાલતી હતી, તે વખતે નગરલોક પરસ્પર એવી વાતો કરતો હતો કે-"આચાર્યભગવાન શ્રીમદ્ **વજ્રસ્વામિજી** મહારાજાનું સુસ્વરપણું આશ્ચર્યકારક છે, કારણ કે-તે મહાપુરૂષની ધર્મદેશનાને સાંભળીને આનંદમગ્ન બનેલાઓની અવસ્થા મુક્તિની અવસ્થા જેવી થાય છે. સર્વ ગુણો રૂપી રત્નોના મહોદધિ સમા શ્રી **વજ્રસ્વામિજી** મહારાજાનું રૂપ પણ જો ગુણાનુરૂપ હોય, તો તો પછી કાંઈ કહેવાનું જ રહે નહિ."

વસ્તુતઃ તો આચાર્યભગવાન શ્રીમદ્ **વજ્રસ્વામિજી** મહારાજાનું રૂપ પણ ગુણાનુરૂપ જ હતું, પરન્તુ શ્રી **વજ્રસ્વામિજી** મહારાજાએ નગરને ક્ષોભ થશે એવી આશંકાથી જ પોતાની શક્તિ દ્વારા પોતાના રૂપને સંક્ષિપ્ત કર્યું હતું : એટલે જ નગરલોકોને આવી વાત કરવાની તક મળી હતી. તે સમયે ભગવાન શ્રી **વજ્રસ્વામિજી** મહારાજાએ તેઓના મનોગત ભાવને અને સંલાપને અતિશયવંતા જ્ઞાનબલથી જાણી લીધો.

આપણે જાણીએ છીએ કે-ભગવાન શ્રી **વજ્રસ્વામિજી** મહારાજા તો અનેક લબ્ધિઓને ધરનારા હતા. તે પરમર્ષિએ બીજે દિવસે લક્ષ્મીના આસન જેવું એક હજાર પત્રવાળું કમળ બનાવ્યું અને પોતાનું સ્વાભાવિક જે અદ્ભુત રૂપ, તે કરીને તે કમલના ઉપર જેમ રાજહંસ બેસે તેમ ભગવાન શ્રી **વજ્રસ્વામિજી** મહારાજા વિરાજમાન થયા.

અમરકુમારને પણ જીતી લે એવા તેમના રૂપને જોઇને, લોક જાણે ગીતનો અભ્યાસ જ ન કરતો હોય તેમ, પોતાનાં માથાં

હલાવવા લાગ્યો અને કહેવા લાગ્યો કે–" ખરેખર, આચાર્ય-ભગવાન શ્રીમદ્ **વજ્રસ્વામિજી** મહારાજાનું સ્વાભાવિક રૂપ આ જ છે. ખરે જ, આજે ગુણોનો અને આકૃતિનો સદૃશ સમાગમ થયો." સાથે લોક એમ પણ બોલ્યો કે–" લોકને હું પ્રાર્થનીય ન થાઉં, એ જ કારણે કાલનું સામાન્ય રૂપ આ મહર્ષિએ પોતાની શક્તિથી બનાવેલું હતું, એ વાતમાં ફરક નથી." વિસ્મયથી વિકસિત મનવાળા બનેલા રાજા પણ એ પ્રમાણે બોલ્યા કે–" ખરેખર, આ શ્રી **વજ્ર**મુનિ યથેષ્ટ રૂપના નિર્માણની લબ્ધિવાળા છે."

**ધન**શેઠ પણ, તેવા ઉત્તમ જાતિના શ્રી **વજ્રસ્વામિજી** મહારાજાના રૂપને જોતા થકા, સ્વયંવરમાં આગ્રહવાળી બનેલી પોતાની પુત્રીની પ્રશંસા કરવા લાગ્યા. એ શેઠને એમ થયું કે–" મારી પુત્રીએ આ વરની પસંદગી કરવામાં કમાલ કરી છે."

આવી વિચારણામાં પડેલા અને સ્વાર્થની પ્રાર્થના કરવાને ઇચ્છતા **ધન**શેઠના હૃદયમાં, અતિ છીછરા ભાજનમાં જેમ પાણી સ્થિર ન થાય તેમ, આચાર્યભગવાન શ્રીમદ્ **વજ્રસ્વામિજી** મહારાજાની ધર્મદેશનાનો અર્થ સ્થિર થયો નહિ. એ તો એક જ ઇચ્છામાં હતા કે–" ક્યારે સમય મળે અને ક્યારે હું મારી પુત્રીના સ્વીકારની પ્રાર્થના કરું !'

## ધનશેઠની પ્રાર્થના :

આચાર્યભગવાન શ્રીમદ્ **વજ્રસ્વામિજી** મહારાજાએ દેશના પૂર્ણ કરી, કે તરત જ **ધન**શ્રેષ્ઠી ઉઠ્યા અને અંજલિ યોજીને શ્રી **વજ્રસ્વામિજી** મહારાજાને પ્રાર્થના કરવા લાગ્યા કે–" હે માનદ ! મહેરબાની કરીને મારી આ પુત્રીને આપ પરણો ! અમર જેવા આકારને ધરનારા આપ ક્યાં અને આ મનુષ્ય-પણામાં કીટિકા જેવી મારી પુત્રી ક્યાં ? આમ હોવા છતાં પણ, આપ આને સ્વીકારો : કારણ કે–મોટા પુરૂષોને વિષે કરેલી પ્રાર્થના ફોગટ થતી જ નથી : વધુમાં હે શ્રી **વજ્ર** ! વિવાહ

થયા પછી હસ્તમોચનના પર્વમાં અસંખ્યાત દ્રવ્યકોટિઓ હું આપને આપીશ. આ કારણથી પણ આ વિવાહ થાઓ !"

સ્વાર્થવશ બનેલા અજ્ઞાન આત્માઓની દશા આવા પ્રકારની જ હોય છે. અજ્ઞાનોની આવી પ્રવૃત્તિ હોવી, એમાં આશ્ચર્ય પામવા જેવું પણ કશું જ નથી. બાકી તો આવા સમર્થ ધર્માચાર્યને પાણિગ્રહણની પ્રાર્થના કરવી, એ પણ કારમી અજ્ઞાનતા સિવાય શક્ય જ નથી.

## આચાર્યભગવાનનો ઉત્તર :

આચાર્યભગવાન શ્રીમદ્ **વજ્રસ્વામિજી** મહારાજાએ પણ તે શેઠને અજ્ઞાન જાણીને સ્મિત કર્યું. સ્મિત કરવાપૂર્વક કરૂણાપર એવા તે પરમર્ષિએ, ધનશેઠને કહ્યું કે-" તારી દ્રવ્યની કોટિઓથી અને તારી કન્યાથી પણ સર્યું. સ્ત્રીઓ એ વિષયો છે અને વિષયો તો વિષની ઉપમાને પામેલા છે. તે આપાત માત્ર મધુર હોય છે, પણ પરિણામે તો અતિ દારૂણ નિવડે છે. વિષયોની અને વિષની જો સરખામણી કરવામાં આવે, તો વિષયો વિષથી પણ વિશિષ્ટ બની જાય છે: કારણ કે-વિષ જ્યારે આ જ લોકના અનર્થને પેદા કરનાર છે, ત્યારે વિષયો તો પ્રાણિઓને જન્માન્તરમાં પણ અનર્થને માટે થાય છે. આ રીતિએ વિષયોને દુરન્ત તરીકે જાણનારો હું, આનો કેવી રીતિએ સ્વીકાર કરૂં ! અસાર પણ વસ્તુઓને જણાઈ ગએલા ચોરો ગ્રહણ કરી શકે એ જેમ શક્ય નથી, તેમ વિષયો મારાથી જણાઇ ગયા છે એટલે હું એમાં ફસું એ શક્ય નથી. આમ છતાં, એક વાત છે. તારી આ મહાનુભાવા કન્યા જો મારે વિષે અનુરાગિણી છે, તો મેં અંગીકાર કરેલી પ્રવ્રજ્યા-દીક્ષાને આ તારી કન્યા પણ અંગીકાર કરો ! જો આ કુલીન કન્યાએ મનથી પણ મને જ ઇચ્છ્યો છે, તો પરલોકના હિતની ઇચ્છાએ તેણીએ દીક્ષા લેવી એ જ યોગ્ય છે. આ કારણથી, વિવેકપૂર્વક અથવા તો મારી અનુજ્ઞાથી

પણ આ કન્યા નિર્વાણના અર્પણમાં લગ્નિકા જેવી દીક્ષાને જ ગ્રહણ કરો. તારી પુત્રીના હિતને માટે હું કહું છું કે-'વિભીતક' નામના વૃક્ષની છાયાની માફક અનર્થોને આપનારી વિષયાસક્તિને તારી પુત્રી ન કરો!"

## રૂક્મિણીની દીક્ષા :

આચાર્યભગવાન શ્રીમદ્ **વજ્રસ્વામિજી** મહારાજાની આ પ્રમાણેની સુંદર યુક્તિઓ દ્વારા તે સમયે અલ્પકર્મા એવી **રૂક્મિણી**, પ્રતિબોધને પામી અને તેણીએ પ્રવ્રજ્યાને ગ્રહણ કરી. આ જાતિના પરિણામથી-'આ જ ધર્મ ખરેખર કલ્યાણકારી છે, કે જે ધર્મમાં આવા પ્રકારની નિર્લોભતા છે.'-એવો વિચાર કરીને, બીજા પણ ઘણા લોકો પ્રતિબોધને પામ્યા.

આચાર્યભગવાન શ્રીમદ્ **વજ્રસ્વામિજી** મહારાજાના જીવનમાંના બીજા પણ ઘણા પ્રસંગો જાણવા જેવા છે; પરન્તુ અત્રે પ્રસંગ માત્ર તે તારકની સુરૂપસંપન્નતાનો અને એ સુરૂપસંપન્નતાના યોગે થએલી ધર્મપ્રભાવનાનો હોવાથી, વિશેષ જીવનપ્રસંગોનું અવલોકન કરતા નથી.

**ધર્મકથાઓ-પહેલો ભાગ**

**સમાપ્ત**